# મંડોળ

**સુરમલ વહોનિયા**

***ખફક્ષમક્ષદ્***

જીળિફદ્ ટફપક્ષાક્ષશુફ



**મુખપૃષ્ઠ**
**હરિ માનસિંગ રાઠવા**

**પ્રથમ આવૃત્તિ : ઑગસ્ટ, ૨૦૦૨**

**પ્રત : ૫૦૦**

**મૂલ્ય : ૯૦/-**

**પ્રકાશક : સુરમલ વહોનિયા**
શ્રી કસ્તુરબા ઉત્તર બુનિયાદી આશ્રમશાળા, ઝાલોદ
તા. ઝાલોદ, જી. દાહોદ

**મુદ્રણાંકન, મુદ્રણ સજ્જા તથા મુખ્ય વિતરક**
**ભાષા પબ્લિકેશન્સ**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, ૬, યુનાઈટેડ એવન્યુ,
દિનેશ મિલ પાસે, વડોદરા ૩૯૦ ૦૦૭

**મુદ્રક**
**શિવમ ઑફસેટ**
આજવા રોડ, વડોદરા.

**ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગરની આર્થિક સહાયથી પ્રકાશિત**

# પુરોવચન

ભારતીય ભાષાસાહિત્યમાં છેલ્લા બે-ત્રણ દાયકાઓથી એક નવી સ્થિતિ જોવા મળી રહી છે. તે પહેલાંના સમયમાં સમાજના જે વર્ગે સાહિત્યમાં આધુનિકતાનો ઉન્મેષ સર્જ્યો હતો તે વર્ગ ધીમેધીમે અંગ્રેજી લખતો-બોલતો થઇ ગયો; અને જે વર્ગ તે પહેલાં અક્ષર તેમજ લિખિત સાહિત્યથી વંચીત રહ્યો હતો તે વર્ગ લખતો થઇ ગયો. શરૂઆતમાં જે સાહિત્યકૃતિઓ 'દલિત સાહિત્ય' નામથી ઓળખાતી હતી તે જ હવે ભારતીય ભાષાસાહિત્યમાં મોટા ભાગની નવીનતા પ્રદાન કરતી દેખાય છે. જે રીતે આધુનિકતા દર્શાવતું સાહિત્ય માત્ર એક જ પ્રકારનું હતું નહિ, તે જ પ્રમાણે દલિત સાહિત્ય પણ કોઇ એક ચહેરો અને એક વેદના ધરાવતું નથી. તેમાં વિચરતી જાતિઓના અનુભવો છે તેમજ જ્ઞાતિવાદથી પીડાયેલાંઓના અનુભવો પણ છે. ભારતીય સાહિત્યના આ નવા સર્જનપર્વમાં હવે દરેક પ્રાંતમાંથી આદિવાસીઓએ મહત્ત્વપૂર્ણ યોગદાન આપવાનું શરૂ કર્યું છે. સ્ત્રીવાદી સાહિત્ય, દલિત સાહિત્ય અને આદિવાસી સાહિત્યમાં સૌથી લક્ષણીય સમાન ગુણધર્મ ભાષિક સર્જકતાનો રહેલો છે. જેમનાં માથે સદીઓસુધી શબ્દહીન રહેવાનો શ્રાપ રહેલો હતો, તે જ્યારે બોલતા થયા ત્યારે કેટલી દિવ્ય તાકાતથી અને ગંભીરતાથી એમના શબ્દો પ્રકટે છે તે આ ત્રણેય સાહિત્યપ્રકારોમાં કૃતિ-દર-કૃતિ અનુભવવા મળે છે.

ગુજરાતના આદિવાસીઓએ અત્યાર સુધી નોંધપાત્ર કહેવાય એવું ઘણું લખ્યું નથી. પણ સર્જકતાના આ વાવાઝોડાની હવે શરૂઆત તો થયેલી છે જ. ડૉ. ભગવાનદાસ પટેલના અથાગ પ્રયત્નોના પરિણામે ગુજરાતના સાહિત્ય પ્રેમીઓ સુધી ભીલ આદિવાસીઓનું મહાભારત તેમજ વીરકથાઓ પહોંચી ગયા છે. શ્રી. ડાહ્યાભાઈ વાઢુની લેખણીમાંથી ઉતરીને કુંકણા આદિવાસીઓનું રામાયણ તેમજ અન્ય દીર્ઘકાવ્યો-કથાઓ ગુજરાતીમાં આવી પહોંચ્યા છે. 'ઢોલ' અને 'ગદ્યપર્વ' જેવાં સામયિકોના માધ્યમથી પણ આદિવાસી જીવન શબ્દરૂપે પ્રકટ કરાવતું ટૂંકું લખાણ ગુજરાતીમાં અવતરી રહ્યું છે. 'તેલાવના મેળે' શિર્ષક હેઠળ શ્રી. શંકરભાઈ તડવીએ

રાઠવા–ભીલ લોકજીવનપર આધારિત દીર્ઘવાર્તા (અથવા લઘુનવલિકા) લખી હતી, જે ત્રણ વર્ષ પહેલાં પ્રકાશિત થઇ. હવે પ્રા. સુરમલ વહોનિયા લિખિત 'મંડોળ' દીર્ઘવાર્તા પ્રકટ થઇ રહી છે.

'મંડોળ'નું ઐતિહાસિક મહત્ત્વ અનન્યસાધારણ છે. આદિવાસી સમાજનું એક સળંગ ચિત્રણ એના દરેક પાસા સાથે એમાં આવેલું છે. એ માત્ર તહેવાર અને સંસ્કારના વર્ણન માટે લખાયેલી નથી; એ માત્ર ફ્ક્ષવિંફ્રિાફ્રાહફ્રાલશભફ્રહ રશભશિંફ્રાક્ષ નથી. 'મંડોળ'માં સમાજનું ખુબ સભાનતાથી વિશ્લેષણ કરવામાં આવ્યું છે. એ વાંચતાં, તેજસ્વી પૂર્ણચંદ્રના 'કારવ્હાલો' ની યાદ આવે છે. બન્નેમાં પ્રકટેલી વાર્તાકારની સંવેદના અત્યંત પ્રગલ્ભ છે.

ગુજરાતમાં વસતી સત્તર લાખ આદિવાસી પ્રજામાં અને ખાસ કરીને તેમાંના યુવાનોના મનમાં જે નવા વિચાર વહેતા થઇ રહ્યા છે તેની આગાહી 'મંડોળ' આપે છે. ગુજરાતી વાચક આ દીર્ઘકથાને માત્ર ભાષિક નવીનતાની નજરે ન જુએ; તેના વિષયવસ્તુને ગંભીરતાથી સમજી એનું અર્થઘટન કરવું રહેશે.

મૌખિક પરંપરામાંથી બહાર નીકળી લિખિત સ્વરૂપમાં કોઇ સમાજના અનુભવને પ્રકટાવવું એ નદીના ઘાટના પત્થરોથી બંધાયેલા છેલ્લા પગથિયાંપરથી વહેતા પ્રવાહમાં છલાંગ મારવા જેવું છે. પંચમહાલની ભીલ સંસ્કૃતિમાં 'મંડોળ' એ આ સાહસ કર્યું છે, તેનું આનંદમય સ્વાગત.

વડોદરા, ઑગસ્ટ ૨૦૦૨ — ગણેશ દેવી

# પ્રસ્તાવના

ધરતીપર ગરગૂમડની જેમ ઉપસી પથરાયેલાં ગામડાં સાંજ પડતાં દુનિયાથી સ્વતંત્ર બની જાય. ટમટમિયા દીવાથી ફાનસ સુધીની પ્રગતિ પામેલાં ગામોપર રાત્રે અંધારિયો સમુદ્ર ફરી વળે એટલે આકાશમાં ઝીણું ઝીણું હાસ્ય કરતા તારલા સિવાયનો શૂન્યાવકાશ રહેતો. ઘનઘોર અંધારામાં રસ્તે જતાં ચૂડેલ, ડાકણ કે ભૂતપ્રેત મળી જવાનો ડર લાગે. વડીલો પાસેથી સાંભળેલું કે રાત્રે ઘરની બહાર જતાં વાયરાનો (પવનનો) ગોળો આવી જાય તે તંદુરસ્ત માણસને પણ પાડી દે ને ખલાસ કરી નાખે. ગામમાં માણસ બીમાર પડે તો પૂજારા પાસે કળશ કરાવી દોરો બાંધવો ને કોઈ પાસેથી ઝાડી દવા લાવી બીમારને આપવી. ગામના પાદરના ભાગે આવેલાં દેરાંની જગ્યામાં ગામલોકો ભેળા થઇ ગૂંદરું કરે ત્યાં રાતદિવસ રેરી ગવાય અને છેલ્લે પૂજારો ધૂણે તે આવનારું વર્ષ કેવું છે તેની ગામલોકોને માહિતી આપે. નાનપણથી કોપરું ખાવાની ટેવ એટલે ભોગ આપતી વખતે પહોંચી જતા. રાત્રે ગામમાં ચોર આવે એટલે ગામલોકો રોન ફરતા, વડીલો સાથે લાકડી લઇ રાત્રે ફરવાની મઝા આવે. માણસ બીમાર પડે ને પૂજારો બેસતો ત્યારે ધૂણતા પૂજારાને જોવા જઇ પહોંચતા ને મંડેળમાં ગાવાવાળાંની પાછળની જગ્યામાં બેસતા. પ્રસાદમાંથી રહી જવાય એટલે તો ઉજાગરો કરીને શ્રીફળ વધેરાય ત્યાંસુધી એકબીજાને જાગતા રાખતા. નાના હતા ત્યારે ડાકણનો ડર લાગતો, વધારે ઉંમરવાળી સ્ત્રી જોઇ ડાકણ હશે કે નહીં તે અનુમાન કરતા ને કોઇક વખત અજાણ સ્ત્રીને જોઇ ભાગી જતા. દૂરના સ્થળે જવાનું હોય ને રસ્તો સૂમસામ હોય તો દિવસે ચુડેલ પાછળ પડે. ચુડેલનો પીઠનો ભાગ પોલો હોય, રસ્તે જતાં પાછુંવળીને જુએ તે વખતે ચુડેલ એની પીઠ ફેરવી દે તો માણસ તરફડીને મરી જાય. રાત્રે સ્મશાન તરફ ભૂત ફરતાં હોય.

નવી ફસલ આવે ત્યારે મકાઇના ડેડા ખાતાં પહેલાં ગામનાં સર્વે દેરાંને ચઢાવવામાં આવે ત્યારે ત્યાં જાતર થાય ને પૂજારો ધૂણે.

પાળેલ પશુ બીમાર પડે ત્યારે જાણકાર માણસ લીમડો કે આંકડાની પાંદડાંવાળી ડાળખી લઇ ઝૂડે. દિવાળીની અમાસે ડાકણો નદી કે તળાવના કાંઠે આવી દીવો સળગાવી સંપૂર્ણ નગ્ન થઇ પાણીમાં પડી ધૂણે.

નાનપણમાં લોકોના મોઢે સાંભળેલી વાતો હજી તાજી છે, એમાંના સત્યની ઝાંખી હવે થઇ રહી છે.

જગતની સંસ્કૃતિઓને કલમ દ્વારા પ્રકાશમાં લાવવી એ રચનાકારનું પ્રધાન કર્તવ્ય છે. ગુજરાત રાજ્યના પૂર્વ સિમાડેના દાહોદ જિલ્લાનો વિસ્તાર જે રાજસ્થાન અને મધ્યપ્રદેશ રાજ્યની સરહદને સ્પર્શે છે. આ સંગમપ્રદેશમાં પથરાયેલી ને ઊંડાણના વિસ્તારમા વિસ્તરેલી આદિવાસી ભીલ પ્રજાની સાંસ્કૃતિક પરંપરાને વિષય બનાવી પ્રજાજીવનની આંતરબાહ્ય છબીઓને આ લઘુનવલકથામાં ઉપસાવવામાં આવી છે. અલ્પ શિક્ષણના કારણે પ્રગતિનો સ્પર્શ ન પામેલી પ્રજા અંધશ્રદ્ધ ાનો સહારો લે ત્યારે પ્રજાને કેટલીક યાતનાઓ સહન કરવી પડે જેના કારણે જીવનમાં અંધાધુંધી સર્જાય છે. જમાનાઓથી કુદરતને સર્વોપરી માનવું ને સમગ્ર માનવજાતને સમાન દષ્ટિથી જોવી તે આ પ્રજાની ખાનદાની છે. આ લઘુનવલકથાની શૈલી મધ્યગુજરાતની પૂર્વ સરહદનાં ગામોમાં બોલાય છે તે ભિલી બોલી છે. તેઓ જે ઉચ્ચારમાં આરોહ-અવરોહ કરે તેમજ લહેકે બોલે છે, તે જાળવવાનો પ્રયત્ન થયો છે. કૃતિમાંની લોકકવિતા-રેરી લોકલયમાં ગવાય છે. કૃતિના અંતે પ્રાદેશિક શબ્દોની સમજ આપવામાં આવી છે. કલાનું સર્જન શોખનો વિષય છે. સાહિત્યના હાસિયામાં રહેલી પ્રજાને પ્રકાશમાં લાવવાનો પ્રયત્ન છે. ભાવકોને કલાકૃતિ ગમશે તો સમાજકાર્ય કર્યાનો મને આનંદ થશે.

ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર વડોદરાના નિયામકશ્રી ડૉ. ગણેશ દેવી સાહેબે પુસ્તક પ્રકાશિત કરવા તત્પરતા દર્શાવી તેમજ પ્રકાશનની ઉત્તમ વ્યવસ્થા કરવા માટે અરુણાબેન જોશીનો ખૂબ આભારી છું. કાર્ય કરવા મને પ્રોત્સાહન આપતા સાથી અધ્યાપક ડૉ. અજય રાવલને કેમ ભૂલાય.

સુરમલ વહોનિયા
શ્રી કસ્તુરબા ઉત્તર બુનિયાદી આશ્રમશાળા,ઝાલોદ
તા.ઝાલોદ, જી.દાહોદ ૩૮૯૧૭૦

દિવસભરના થાકથી હંફેલા સૂરજદાદા પાદર પાસે પહોંચ્યા ત્યારે પાદરે સૂરજદાદાને સ્નાન કરવા રજા આપી એટલે કૂતરાં બિલાડાં પાદરમાં ફરતાં થઇ ગયાં. ગામથી નીકળેલાં ગાડાં રસ્તાને પીલતાં પાછાં વળ્યાં. પાદરમાં ચરતા પશુઓ પોતાના બચ્ચાને મળવા ડોક ઉંચી કરી ગામ તરફ દોડવાની તૈયારી કરતાં પણ રખેવાળની લાકડીનો જમીન પર ઠોકતાં થતો અવાજ એમને ડરાવતો. નળીયાં વચ્ચેથી પસાર થતો ધુમાડો ચૂલા સળગવાની સાક્ષી પૂરતો. દૂર ચણ માટે નીકળેલા પક્ષીઓ પોતાના મુકામે એકઠા થઇ ચિચિયારીઓ કરતાં. પાદર તરફ નીરણ લેવા નીકળેલી સ્ત્રીઓ માથા પર ઘાસના ભારા લઇ હારબંધ ગામ તરફ વળી, તેમના ચૂલાનો સમય થઇ ગયો. ખેતરમાંથી આવેલ નાંગળો ઘરઆંગણે છૂટવા માંડી. બળદોને નીરણ આપી હળના હાંકનારાઓ નજીકના કોતરોમાં સ્નાન કરવા ઉતરી ગયા. ફૂલની ફોરમ ફંફોસતાં ફૂદાં ફાંદ ફુલાવી ફલાંગ ફેંકતા ફેલાઇ ગયાં. સિસોટી મારવા ટેવાયેલાં તમરાં દરના મોઢે આવી સિપાઇ કાગડા દેખી દરમાં પાછાં ચાલ્યાં જતા. ગોવાળોએ ગામના પાદરમાં ગેડીદડો રમવાની ઝડપ વધારી. ધીમે ધીમે આખો પ્રવાહ સૂરજદાદાના પેટમાં સમાઇ ગયો. સૂરજદાદા બધાંને લઇને પ્રવાસે ઉપડી ગયા, જતાં જોઇ શિયાળવાંઓએ સિસોટી મારી, કૂતરાં ખડાં થયાં, ઘરોમાં બાંધેલા નાનાં વાછરડાં કુદી કુદી પોતાની માં ને મળવા દોરડીને આમળો દેવા લાગ્યાં. દૂધ ભેગું કરવાની કુલડીઓ ખણકી. ખીલે બાંધેલી ભેંસો ભચર ભચર દાણને ખાતી ને પગ ઠોકી મચ્છરોને ભગાડતી. કામ માટે બહાર ગયેલાઓ કામ પતાવી પોતાના સ્થાને આવી હાથ પગ ધોઇ નિરાંતે આરામ તરફ વળ્યા. દૂર પાદરના છેવાડા ખૂણામાં કોઇક દાખલ થયું તેની પાછળ અળસિયાં પેઠે વળાંક લેતી ધીમા પગે આવતી હાર દેખાઇ.

દૂરથી આવતી હાર પાદરને દબાવતી ટેકરીઓ ચડ ઉતર કરતી ગામ તરફ ગતિ કરતી દેખાઇ. રસ્તાને દાબતા, આચકાં ખાતા, નાની નાની ફલાંગો ભરતા ગામ તરફનો રસ્તો કાપતા નજીક આવ્યા ત્યારે એમની પાસેનું લાંબું અને જાડું લાકડું દેખાયું. લાકડા સાથે કપડું બાંધી ઝોળી બનાવી તેમાં માંદા માણસને મૂકી ઉંચકી લાવ્યા. બાબા

આદમના વખતથી આ વ્યવસ્થા ગામડાંમાં છે. માનવ ઓછાં પણ લાકડાની લંબાઇના કારણે હાર લાંબી લાગતી. આવનારાઓની ચાલ સામાન્ય ચાલ કરતાં થોડી ઝડપી. લાકડાને ઉંચકનારાઓની ચાલ તાલ પ્રમાણેની હતી, થાકના કારણે હાંફી ગયેલા મશીનની માફક ધબ ધબ કરતા ચાલે. વળાંક લેતી હાર ગામની ગલીમાં દાખલ થઇ ગઇ, મંકોડો પોતાનું દર શોધે તેમ બીજી શેરીમાં વળી ત્રીજીને વટાવી નજીકના ઘરોમાં બોલ્યા ચાલ્યા વગર ઘર શોધી કોકડું વળી ઢબુરાઇ ગઇ.

આડોશી પાડોશીને ખબર પડતાં નાછુટકે આશ્વાસન આપવા આવી ટપક્યાં. જોતજોતામા આખું ઘર ફુલી ગયું ને અંદર અંદર ગણગણાટ શરૂ થઇ ગયો. ઉંચકીને આવનારાઓ ધમણપેઠે શ્વાસ લેતા, વાતો કરતા ને જે કોઇ પૂછતું તેનો જવાબ આપતા. ઘરમાંથી કાથીછાપ ખાટલો આવ્યો. તેના પર ગાભા સરખા કરી ગોદડી પાથરી બે માણસોએ ઉભા થઇ કોઇક માણસને ઉંચકી ખાટલામાં સુવાડ્યું. શેરીમાં રમતાં છોકરાંનાં મોઢાં પરસેવાથી ચંદ્રમા બન્યાં. તે માંડ સાફ કરવા ઘર તરફ વળ્યાં ત્યાં ખબર પડતાં વાંસળીવાળાની વાસળીના સૂરથી ડોલતા ઉંદર પેઠે ખોરડાંમાંથી કુદી આવ્યાં. તેમણે જોવા પડાપડી કરી, મધના ભમરાની જેમ લદાયાં. હાથવડે ખસેડવામાં આવ્યાં ત્યારે દૂર ખસ્યાં. છોકરાં જોડે મોતિયો કૂતરો દોડી આવ્યો તે પુંછડી પટપટાવતો ગોળગોળ ફરવા માંડ્યો, ને છોકરાં જોડે આઘોપાછો થતો. છોકરાંએજ તેની પુંછડી પકડી દૂર હડસેલ્યો ત્યારે આવનારાઓના પગ ચાંટતો. નાના બચ્ચાની જેમ ઝીણું ઝીણું રડતો. ઘણા દિવસથી એ એકલો હતો. આવનારાઓને પાણી પાયું, હુક્કાના ધુમાડા નિકળ્યા. ચલમ ભેગી ભેગી ફરતીને વાતો થઇ. ન્હાપાણી કરીને લોકું વિખેરાયાં. ઘરનો ચૂલો સળગ્યો. આખું ઘર જાગ્યું. ઘરના અંદરના ભાગમાંથી ઉંહકારાનો ઝીણો રણકાર ઘરની બહાર ફેંકાતો જેનો નિશ્ચિત ક્રમ હતો. થોડા થોડા અંતરે ઝીણી ઝીણી ખાંસી ખવાતી તે વખતે પાણીનું પવાલું રણકતું. રાત્રી ઘોરવા માંડી.

અંદરના મજલે નાંના સરખા દિવાનો પ્રકાશ ઓસરીમાં વેરાય છે. દિવાનાં અજવાળામાં પતંગીયા દિવા ફરતે આંટો મારતાં ને દિવામાં કુદી ભડકો કરતાં. નજીકની દિવાલમા સંતાઇ રહેતી ગરોળી જીવડાંને પકડવા પોતાનું મોઢું પહોળું કરતી. ઓસરીમાં વચ્ચે ખાટલો પડ્યો છે. તેનો ટેકો લઇને કોઇક બેઠું છે. વારે વારે ઉઠીને ઘરમાં આંટો મારી આવે. તરસના બહાને વારે ઘડીએ પનિયારે જઇ પાણી પી આવે. વારે વારે ઉઠયા કરે અને ખાટલામાં સૂતેલાનું કપડું ઉંચુ કરીને દેખી લે. કેટલીક વખત કપડામાં

હાથને સરકાવી સૂતેલાની ગરમી માપી લેવાતી. રાત્રી લંબાઇ. ઘરની બહાર બારણા સામે ખાટલામાં કોઇ સૂતું છે. ઉંઘ નથી આવી છતાં ખાટલાની બરોબર પગ લંબાવીને વારે વારે ખાટલાની લંબાઇ માપ્યા કરે. વારે ઘડીએ ઉઠી ખાટલાની બરોબર સૂનમુન બેસી રહે. થોડી થોડી વારે ખાટલામાંથી ઉભા થઇ આજુ બાજુ આંટા મારી આવે, ઉઠ બેસ કર્યા કરે ને જોર જોરથી ખોંખારો ખાય. ઉંઘ ઉડી ગઇ નથી. ઉંઘ આવીજ નથી. ક્યાંથી આવે, શરીરમાં ટાઢક નથી, દિલ ધડકો કરે છે. મોતિયો કૂતરો આંગણામાં પડ્યો છે તે વારે વારે માથું ઉંચુ કરી જોઇ લેતો. કેટલીકવાર પોતાના કાનને ફફડાવી પાછો ઉંઘી જતો. આંગણામાં છાણાં સળગે છે એને જીવતાં રાખવા વારે ઘડીએ ફૂંક મારવામાં આવતી. હુક્કો ઠંડો પડે તે પહેલાં પાછો સળગી જતો. રાત્રી ધીમે ધીમે પસાર થવા માંડી. કોક કોક ઠેકાણેથી ફાલું રડવાનો અવાજ સંભળાતો ને ચિબરીઓની ચિચયારી સંભળાતી, એ સિવાય શાંતિ હતી. ફકત ગામના છેવાડે એક ઘર જાગતું હતું.

આકાશનાં હરણાં આથમવા ચાલ્યાં. રાત્રીને ઠંડી લાગી એટલે થીજી ગઇ તે ઓગળવા ચાંપીને બેઠી. આકાશમાં તેજ વધ્યું એટલે ઝાડ ઉપરથી કાગડાઓ જમીન પર કુદી આવ્યા અને કાગ કાગ કરી સહુને જગાડ્યાં. ગામડું જાગી કામમાં જોડાઇ ગયું. છેવાડેનું ખોરડું આખી રાત જાગ્યું તે ગામને ખબર ન પડી. પ્રભાતે સહુ કુદરતી ક્રમે જાગ્યાં પણ આ ખોરડું સૂતું જ નથી. ગામ તરફ આવેલાં શિયાળવાં પાદર તરફ વળી ગયાં.

દિવસે લોકોની ચહલ પહલ રહેતી. ખબર અંતર જોવા સગા-સબંધીઓ આવતા તે બે ઘડી બેસી આશ્વાસન આપી જતાં. ઢળતી સાંજથી ઘરમાં શાંતિ રહેતી. ઘરના લોકોની અવરજવર ઓછી થઇ ગઇ ને હરવાફરવાનું કામ ફકત ઘરે પાળેલો મોતિયો કૂતરોજ કરતો. એ પણ જાણે કોઇને ખલેલ ન પહોંચે તેમ સાચવી સાચવીને પગ મૂકતો. ઓરડામાં રાંધવાનો સમય નિશ્ચિત જ હતો પણ ભેગા બેસી જમવાનો ક્રમ તૂટ્યો. જમતી વખતે જમણમાંથી રસકસ ઉડી ગયો હોય ને બેળેબેળે જમતા હોય તેવો ભાવ જમનારાઓના મુખ પર જોવાતો. પહેલાં કરતાં ઘરનું વાતાવરણ બદલાયું. ઘરના સભ્યોએ હસીને કે મોટેથી વાત કરવાનું છોડી દીધું ને તેમની સામાન્ય વાતમાં પણ દર્દ નિતરતું. દિવસ અને રાત્રી પતિપત્ની બનીને ગેલ કરતાં લાંબાં બની ગયાં હોય ને એમને સમયનું ભાન ન રહયું તેવાં લાગતાં, કેટલીક વખત તો સમય પસાર કરવા રસ્તામાં

ઉભા રહી લાંબો વિચાર કરીને ચાલતાં હોય તેમ લંબાતાં એટલે આ ઘરની વ્યકિતઓ જાણે ધક્કા મારીને મૂકવા જતા હોય એમ હાંફી જતી. ઘર ગામની પાદર તરફના ભાગે છેવાડું, કોઇ જાહેર માર્ગથી નજીક કે જોડાયેલું નથી એટલે ગામની ચહલ પહલ ઓછી જાણવા મળતી ને ગામના લોકોને પણ આ ઘરની ઓછી જાણકારી રહેતી. ગામમાં સંપ રહેતો, સુખદુઃખમાં વેરઝેર ભૂલી ખભેખભા મિલાવી કામ કરતા એટલે ખબર પડતાં બીમાર માણસની ખબર લેવા ન જવાય તો અંદર ઝંખવાતા તે આ ઘરની મુલાકાત લેવા માટે સમય કાઢીને કોઇ નિશ્ચિત સમય વગર ચાલ્યાં આવતાં. આખો દિવસ કામ કરીને થાકેલાઓને સાંજનો સમય માફક આવતો તે બે ઘડી ઘરે આવી બેસતા. કેટલાંક પૂછપરછ કરતાં ને હવે પછી શું કરવાના છો તે જાણી લેતાં તો કેટલાંક સલાહ પણ આપી જતાં.

લોકો ગામમાં આવતી માનવ હારને જોઇ તેની પાછળ ગયા અને કોણ છે તે જાણ્યું ત્યારે કેટલાકે તો આશ્ચર્યથી મોઢામાં આંગળાં નાંખી દીધાં. આવું કેમ થયું? દવાખાને દાખલ કર્યો તો સારું કેમ ના થયું? બીમારી કેમ લંબાઇ? આ ઉંમરે આવી માંદગી કેમ આવી? દવાખાને જતાં પહેલાં ગામના પૂજારાને બતાવી તેની પાસે કોઇ વિધિ કરાવી કે કેમ? જાત જાતની માહિતી કઢાવી પ્રશ્નો કરતાં ને એક બીજાના પ્રશ્નનો જવાબ આપી હુંકારા ધરતાં. ગામની વાત ગેડીદડાની જેમ ઉછળીને પરગામમાં જઇ અથડાઇ. જુવાનજોધ માણસ માંદુ પડે અને તેને દવાખાનેથી છાનામાના ઉંચકીને લઇ આવ્યા હોય આવું તે લોકોની જાણમાં નથી. પરગામના લોકોની જાણમાં આવતાં કેમ લઇ આવ્યા હશે? બીમારી કેમ ન મટી? આ અંગે વાતો કરતા ને જાતજાતના તર્ક કાઢતા. કેટલાકે મૂળ વાતને મમળાવતાં તેમાં રંગ ભર્યો ને વાતનું વતેસર થતું ગયું, તેમતેમ વાત રસાત્મક બનતી ચાલી. એટલે ગામ તેમજ વાતની જાણકારી બાજુના ગામડામાં ધજા ફરકાવતી થઇ. કેટલાક સગાસબંધીઓ ગામમાં આવીને ખાતરી કરી જતા. લોકોને મૂળ તપાસવાની પડી નથી પણ મૂળમાં થયેલા ફેરફારમાં રસ લેતાં.



પશાકાકા ના પૂર્વજો વર્ષોથી આ ગામમાં વસેલા. પશાનું કુટુંબ સુખી. પિતાનાં પાંચ સંતાનોમાં પશો સર્વથી નાનો. ત્રણભાઈ ને એક બહેન સાથે નાનપણમાં ધિંગામસ્તી

કરેલી. એકની એક બહેન બીમાર થઇ નાનપણમાં મૃત્યુ પામી. મોટા ત્રણ ભાઈભાભી સાથે પશો સંયુક્ત કુટુંબમાં રહેતો. લાલસીંગના લગ્ન પછી કુટુંબમાં તડાં પડ્યાં એટલે સહુથી મોટો પારસીંગ કુટુંબથી અલગ થયો ને થોડા વખત પછી વાલસીંગને પણ સાથે લઇ જોડાજોડ સ્વતંત્ર ઘર બનાવ્યાં. મોટા બે ભાઈ અલગ થતાં પશો લાલસીંગ સાથે રહેતો પણ લાલસીંગની પત્ની રમલી કંકાસિયા સ્વભાવની એટલે પશાની માં સાથે વારંવાર ચડભડ થયાં કરતી, એટલે વડીલોએ સર્વસંમતિથી લાલસીંગને અલગ રહેવાની ફરજ પાડી તે ખેતરના છેવાડા ખૂણામાં ઘર બનાવી રહેતો. પશાનો માંમો હુમજી અવારનવાર પશાની ખબર લેતો ને ખેતીના કામમાં મદદ કરતો. ગામલોકો જોડે પશાને હૂંફ રહેતી એટલે તેમનું આંગણું કાયમ ભરેલું રહેતું. ગામનો મુખી નથી પણ લોકો મુખી જેવું સ્થાન આપતા. પ્રસંગે પશાકાકા આગળ રહેતા, તેમની હાજરી પ્રસંગને ઉમંગથી ભરી દેતી. ગામલોકોનાં કેટલાંક કામ દૂરના બજારમાં જઇ કરી આપતા. નાનપણમાં પિતાની છત્રછાયા ગુમાવી ને ઘરની જવાબદારી આવી, ગામની શાળામાં લખતાં વાંચતાં આવડે તેટલું ભણ્યા ત્યાં શાળા છોડી દેવી પડી. પોતાની માં સાથે ખેતરમાં જતો અને મોટું માણસ કરતું હોય તેવાં કામ કરતો. નાની ઉંમરે લગ્ન થયાં. ઘરમાં ઉમંગ છવાયો. માતા કામ કરીને થાકી જતી, હાથ પગના સ્નાયુ ખેંચાઇ જતા ત્યારે પશો માલિસ કરી આપતો. સવારમાં વહેલો ઉઠી ચૂલો સળગાવી ગરમ પાણી મૂકી દેતો. ખેતરમાં જવાની સઘળી તૈયારી પશો જ કરતો એટલે માતાને થોડી રાહત રહેતી. બજારમાંથી જાતે સામાન પસંદ કરી લઇ આવતો. માતાનો પડ્યો બોલ ઝીલતો, માતાને ભૂતકાળ ભૂલાવવા હરહંમેશ સાથે રહેતો. પાંની સાથે પશાનાં લગ્ન થયા, પશાને ઘરના કામમાંથી છુટ્ટી મળી એટલે ગામના લોકો જોડે નવરાશના સમયે ગામને પાદરે બેસતો. વડિલોની હાજરીમાં પશો સંકોચ વગર કેટલાક પ્રશ્નોના ઉત્તર શોધી કાઢતો એટલે મંડળી મળી હોય ત્યારે પશાને હાજર કરવામાં આવતો. લગ્નના બીજા વર્ષે પશાને ઘર પારણું બંધાયું ત્યારે પશાએ આખા ગામને ગળ્યું મોઢું કરાવ્યું. ખોળામાં બાળક રમતું થયું, હરખઘેલો પશો ઉછળી ઉછળી રમાડતો. ગામના જુવાનિયાઓ પશાની ગમ્મત કરતાં. વાલકો આંગણામાં રમતો ત્યાંથી પસાર થનારા એની સામે ટચકારો કરી જતાં. દાદીના ખોળામાં ખૂંપેલા વાલકાને જોવા ફળિયાનાં બાળકો હાથ લાંબા કરી વાલકાને ખેંચતાં. નાનાં છોકરાં જોડે ખેલ કરવાનું વાલકાને ગમતું. વાલકાના જન્મથી પશાકાકાનું ઘર ભર્યું ભર્યું લાગતું. આડોશી પાડોશી તેમજ સગા-સબંધીઓ વાલકાને રમાડવા

આવતા. બધાનો એ લાડકવાયો અને વહાલો, એટલે વાલકો નામ રાખ્યું. નાનપણથી તંદુરસ્તી સારી, એને ખાસ કોઇ રોગ કે બીમારી લાગી નથી. પશાની આંગળી પકડી આંગણામાં ફરતો. ચાલતાં શીખ્યો ત્યારથી પશાકાકા સાથે ખેતરમાં જતો. છાનો છપનો માટી ખાતો ત્યારે પશાકાકા કોઇ વખત ડારતા. ધીમે ધીમે એની ટેવો છૂટવા માંડી. નિશાળમાં દાખલ કરવામાં આવ્યો પણ એકનો એક એટલે પશાએ ધ્યાન રાખવામાં બેદરકારી કરી. નિશાળ કરતા શેરીનું વાતાવરણ એને ગમતું. નિશાળથી આવી વાલકો શેરીમાં રમતો. ફળિયાનાં છોકરાં સાથે લડાતો ત્યારે તેની ફરિયાદ ઘેર આવતી, વાલકાની માં સોટી લઇ પાછળ પડતી ત્યારે દૂર ભાગી જઇને છાનો છપનો આવી પશાના ખોળામાં સંતાઇ જતો. માતા તોફાનોથી કંટાળતી ત્યારે પશાને લડતી. છોરું છે, ધીરે ધીરે સુધરી જશે કહી પશો શાંત પાડતો અને પોતાના કામમાં મગ્ન રહેતો.

વાલકો જુવાનીમાં સમજદાર થઇ ગયો. પશાને ઘણી મદદ કરતો, ફળિયાના યુવાનો સાથે ફરતો, ગામ પરગામ ફરી આવતો, કઇ વસ્તુની ઘરમાં કમી છે તેની ખબર રાખતો અને બજારમાં જઇ લઇ આવતો એટલે પશાને કામમાંથી નિરાંત મળી.



પશાનો ભાઇ લાલસીંગ વાલકાની સગાઇ માટે મથ્યો પણ વાલકાની માં એ દાદ ન આપતાં તે રીસે ભરાયો. એક દિવસ પશાને ખેતર જતાં રસ્તામાં ઉભો રાખી વાલકાની વાત કરી. બહાનું બતાવી પશાએ વાતને ટાળી. જતાં જતાં લાલસીંગ પોતાના ભાઇને બે ગાળ બોલ્યો અને કહ્યું, ‘‘માં બાપની જેમ ઉછેરી મોટો કર્યો અને આજે મોટો લાટ સાહેબ થાઇન ફરે સે. હમુન ગણતો નથી.’’

પશાએ હાથ લાંબો કરી ઉભો રાખ્યો અને કહ્યું,

‘‘ઇમ નથી તું વાત લાવે અન તી પાછી તારા હાળાની સુરી ....... વાલકાની આઇ કીતીતી કે સ્હગામાં સ્હગુ થાયન કાલ ઉઠીને .... !’’

લાલસીંગે વાત તોડી જવાબ આપ્યો,

‘‘તમારે વાત નથી રાખવી ઇમ કી દો ને .....બાંનાં હું કામ કાઢો....? કિવાક મેલવાળા અને કઇની મા’રાણી તમું ખોળ લાવાનાં છે ?’’ કહીને ચાલતી પકડી.

સવારમાં રમલી કૂવા પર પાણી ભરવા ગઇ ત્યાં વાલકાની માં પાણી ભરી સામે

મળી. લાલસીંગ સાથે રમલી લગ્ન કરી પસ્તાઇ, કેમ કે લાલસીંગ વગ વગરનો માણસ, ગામમાં એનું કોઇ ચલણ નથી. રમલીને બે વખત સુવાવડ આવી અને બે વખત જોડિયા આવ્યા એટલે લાલસીંગનું ઘર ઘરાઇ ગયું. લાલસીંગના કોઇ પુત્રનું હજી કઇ ઠેકાણું પડ્યું નથી. આ બધા વાલકાથી મોટા. પાંનીને ઉભા રાખી રમલીએ ખખડાવી.

“તમારી કઇ મજાલ કે કુઇ તમારી વાત કરે..... તમારી ડીળી કુંણ સડે..” પાંનીએ સમજાવવા પ્રયત્ન કરી જોયો પણ રમલી સમજવા તૈયાર નથી. પાંનીને એલફેલ બોલીને ઠંડી પાડી દીધી. વાલકાંની સગાઇ પોતાના ભાઇની દીકરી મણી સાથે કરવાના કોડ હતાં. વાલકો ઓચિંતાનો બીજે પસંદ કરી લેશે એ તો રમલીએ સપનામાં પણ વિચાર્યું ન હતું. પોતાનુ ધાર્યું કરનારી રમલીને ખોટું લાગતા અને પોતાના ભાઇ સામે નીચું જોવાનું થયું એટલે પશાના કુટુંબ સામે લડવા માટે રઘવાઇ બની એ લાગ ખોળતી ફરે. વાલકાની વાત જાણી ત્યારે વાલકાને પોતાના ઘરે બોલાવી સમજાવવા પ્રયત્ન કરી જોયો અને વાતને પડતી મૂકવા પણ કહ્યું. ‘મોટા માણસોની વાત તમારે સાંભળવી પડે, ને બે માણસ કહે તેમ કરવાનું. તમારી ઇચ્છાથી તમે કરો તે અમને પસંદ નથી, સમાજમાં બેઠા એટલે પાંચ માણસની સલાહ સાંભળવી પડે. સમાજનું તમે ના સાંભળો તો કાલે ઉઠીને વહેવારમાં તકલીફ પડે તો સમાજ મદદમાં ન આવે ને તમારી વાત ધ્યાનમાં ન લે ત્યારે જાતે નિર્ણયો લેવા પડે. આમ કરતા ફસાઇ જાઓ તો કોઠીમાં મોઢું ઘાલી રોવાના દહાડા આવે. વાત નાની લાગે પણ કંઇ ઉભું થાય ને મોટું બને ત્યારે ખબર પડે. તમે તકલીફમાં મૂકાઓ તો સમાજ વગર તમને કોણ બચાવે? એટલે બે માણસને બતાવી વ્યવહાર નક્કી કરવો. તુ જુવાન છે ને તેં પસંદ કરી બરોબર પણ કોઇને પૂછવું તો હતું. અને અમે ક્યાં તારા દુશ્મન છે? મને ના કહે તો તારા કાકાને તો વાત કરવી હતી. અરે કલસીંગ તે તારો ભાઇબંધ છે, એને વાત કરી હોત તો. લગ્ન થાય તે પહેલાં વાતને પડતી મૂકવા કહી દે, જિંદગીમાં એક વખત સબંધ બંધાય અને તે પણ લાંબો વિચાર પછી. ખોટા નિર્ણયો લેવાય ને સબંધ તૂટે તો બીજી વાર કોઇનું ના સંધાય. અમે તારા માટે ક્યારના તપાસ કરતા હતા. તને શોભે, ઘરમાં શોભે, આપણા સબંધીઓમાં ભળી જાય તેવું માણસ જોઇએ. કાલે ઉઠીને વાંધો પડે તો કોને કહેવા જવું? હજી વિચાર કરી લે ને પાણી પહેલા પાળ બાંધી લે. અમે પારકાં નથી. અમારી સલાહ માન.’ આમ કહીને રમલીએ વાલકાંને સમજાવી લેવા પ્રયત્ન કર્યો. વાલકો મનથી અડગ હતો તે રમલીને જવાબ આપતો. એટલે વાલકાને પામી ગયેલ લાલસીંગ વચ્ચે

બોલ્યો,

''રાજાને ગમી તે રાણી.''

રમલીએ લાલસીંગ ને વાર્યો. ''તમને ખબર ના પડે એટલે તમારે વચ્ચે ના બોલવું,'' કહીને ચુપ રાખ્યા ને કહ્યું,

''લુક તે જુઇ જાળવીન વાત કરે, તુ ઉપતાળ કુદી પડે તો થોડુ કામ લાગે...''

વાલકો બોલ્યો,

''મારૂ મન લાગી ગ્યુ સે, મનમાં ગાઠ બંધાઇ ગઇ બસ.''

રમલીએ પોતાનું ચલાવ્યું,

''વેવારની તન હુ ગમ પડે, ના પાડી દે...''

વાલકાએ ધીરે રહીને જવાબ આપ્યો,

''મી હા પાડી દીધી સે, વસન......'' બોલી વાલકો જવાબની રાહ જોઇ બેઠો ત્યાં રમલીએ કહ્યું, ''વસન આલવાવાળા ભલભલા ફરી જાય સે તર તું....'' વાલકાએ જવાબ આપ્યો, ''હું વસનમા બંધાઇ ગ્યોસે, વસન આલીન ફરી જાઉ તો મારુ મન લાજે, ગામપરગામમા કિવુ મોડું લીન ફરવાનુ ...'' રમલીને સમજાયું કે વાલકો મારી વાત માનવાનો નથી, એને બોલાવ્યો તે ખોટું છે.એમ લાગતાં વાતને ટુંકાવતાં બોલી, ''તુ જાણેન તારી વાત જાણે.''

રમલીને નિસાસો નાખતાં જોઇ વાલકાએ સામેથી એને સમજાવવા પ્રયત્ન કર્યો, ''નવો સબંધ બંધાય એમાં બધા ખુશ રહેવા જોઇએ'' એમ કહીને વાતને પૂરી કરી. પણ રમલીએ મનમાં ગાંઠ બાંધી રાખી તે પાણી ભરવા જતાં પાંનીને સામે મળી ત્યારે તકનો લાભ લઇને પોતાનો રોફ બતાવવા પાંનીને રોકી, રમલીએ જાણીજોઇને કંકાસ કર્યો. પાંનીને એલફેલ બોલી. માથે બેડું એટલે પાંનીએ સાંભળ્યુ ન સાંભળ્યુ કરી ચાલવા માંડી, બેડું ઉતારી કામમાં મન પરોવ્યું. રમલી બેડું લઇ ઘરે આવીને લાલસીંગને નામરદ કહી ફળિયામાં સંભળાય તેમ હાથ લાંબો કરીને બોલી. પશાના ઘર તરફ હાથ લાંબો કરીને એલફેલ બોલી. પાંનીથી ના રહેવાયું એટલે ઘરમાંથી બહાર આવી એને જવાબ વાળ્યો. પાંનીને બહાર આવેલી જોઇ રમલીના ગુસ્સાએ ફળિયાનાં ઘરોને ઉંચાંનિચાં કરી નાખ્યાં. દોડતી પશાના ઘર તરફ આવી, લાલસીંગ પકડવા દોડયો પણ વાડના છીંડામાંથી પસાર થતાં તેને વાર લાગી ત્યાં લગી પાંની પાસે પહોંચી જઇને પાંનીનો હાથ પકડી ખેંચી કાઢી, ખેંચાખેંચી કરી. લાલસીંગે આવીને રમલીનો હાથ

પકડી ખેંચી એટલે પાંની પણ ખેંચાઇ ને લાલસીંગના પગમાં આવીને અથડાઇ એટલે પાંનીની મર્યાદા તૂટી ગઇ. લાલસીંગ અકળાઇ ઉઠયો અને રમલીના વાળ પકડી ખેંચી જમીન પર પટકી. રમલીએ બુમાબુમ કરી એટલે તેડાએ તમાસો ઉભો થયો. ભેગા થયેલાએ માંડ વિખુટાં પાડ્યાં. તે દિવસથી લાલસીંગ અને પશાનું કુટુંબ અલગ.



સુંદરલાલ શેઠ ખભે કોથળો મૂકી ગામમાં આવ્યા ત્યારે કોથળામાં વજનકાંટા સાથે થોડાં ડબલાં અને ગજવામાં થોડાં ફદિયાં લાવ્યા તેમાંથી એમણે સુવિધાવાળું પાકું મકાન બનાવ્યું. બજાર દૂર પડતું એટલે આજુબાજુના ગામથી લોકો વેપાર કરવા આવતા. પશાકાકા કોઇક વાર શેઠનો સામાન પોતાના ગાડામાં ભરી લાવતા. શેઠ સાથે એમને સારો સબંધ હતો, પોતાના મકાનનું ધાબું ભરવાની જાહેરાત સુંદરલાલ શેઠે એક મહિના પહેલાં કરેલી એટલે ઉધાર સામાન લઇ જનાર વગર મજુરીએ ધાબું ભરવા તૈયાર હતા. ફરતા ગામમાંથી મજુરો આવ્યા. લાલસીંગની સાસરીમાંથી એનો સાળો અને સાળાની દીકરી મણી આવ્યાં, પશાની સાસરીમાંથી એનો સાળો આવ્યો. સામાન ભરીને ટ્રકો આવી તેના પર લદાઇને કેટલાંક આવ્યા. સહુથી ઉપરની પાલખ પર વાલકો બોક્ષરની જેમ ઉછળી ઉછળી તગારાં ઝીલતો. મથુરી અને મણી જોડાજોડ ભરેલાં તગારાં ઉપાડીને ઝીલાવતી તેમની ઉપર વાલકાની નજર મંડાયેલી રહેતી. મણીએ વાલકાને તાકયો અને મનોમન નક્કી કરી લીધું. બપોરે થોડો આરામ કરતાં વાલકો અને મથુરી સામસામે બેઠાં. એકબીજાની નજર મળી. વાલકાની નજરને એના મામાએ પારખી, તેણે ધ્યાન રાખ્યું. મથુરીએ વાલકાને ધરાઇને જોયો. કામ પૂરું થયે છૂટા પડ્યાં ત્યારે એકબીજાને ઇશારા કર્યા. દૂર સુધી એકબીજાને જોતાં રહ્યાં. બોલ્યા ચાલ્યા વગર વિખુટાં પડ્યાં. ઘણા લાંબા સમય સુધી એકબીજાને સ્મૃતિમાં રાખ્યાં. ગોકુળ આઠમનો મેળો ભરાવાને થોડા દિવસ બાકી હતા એટલે ઉંડે ઉંડે મળી જવાની આશા. વાલકાએ ઘણા દિવસ સુધી વાંસળી શણગારી. આઠમના દિવસે વહેલો ઉઠી ચાલતી પકડી. જોડાજોડ વાંસળી વગાડવા એના સાથીદારોએ એને રોક્યો. એક સરખી ભાત ભરેલો એમનો પોશાક ને વાંસળીનો શણગાર શ્રીકૃષ્ણજન્મનો સાક્ષાત્કાર કરાવતો. ઉભી વાટે વાંસળી વગાડતા મેળામાં પહોચ્યાં. વાંસળી વગાડતી વખતે વાલકાના સાથીદારો

એની સાથે હતાં. તેમની નજર ચૂકવીને વાલકો વાંસળી વગાડતો ગોળગોળ ફરતો ને દૂર સુધી નજર ફેરવી લેતો. સાથીદારોને રોજ કરતાં વાલકો અલગ લાગ્યો. ટોળીઓ જમા થઇ ને થોડીવારમાં આખું બજાર લહલહવા માંડ્યું. ઠાંસી ઠાંસીને ફુગ્ગામાં હવા ભરી હોય એમ બજારમાં માનવ ભરાયાં. બજારના એક છેડાથી બીજા છેડે જતાં પરસેવો પડી જતો, છતાં ટોળિઓ ફર્યા કરતી. વાંસળીવાળા એક સરખા સૂરમાં વાંકા વળી વગાડે જ્યારે યુવતીઓ ટોળીબંધ ગીત ગાતી ફરે. ધક્કામુક્કી કરતાં જાય, મોટેથી કિકિયારીઓ પાડતાં જાય ને આખો મેળો હેલે ચડ્યો.ચકડોળ, ચકરડી, ને જાદુગરના ખેલવાળા અને બાજુથી ભુંગળા વાગે તે વધારાનાં. વેપારીઓ બુમ પાડીને પોતાનો સામાન ખપાવતા. મેળો બરોબર જામ્યો ને હુલકું પડ્યું. સમુદ્રમાં તોફાન થાય ત્યારે એનાં મોજાં કિનારાને વટાવી જાય તેમ બજારમાંથી માનવો ભાગ્યાં. કેટલાંક નીચે પડ્યાં, ચગદાયાં, હાથે પગે ઘસાયાં. વેપારીઓનો માલસામાન ઢોળાયો અને કેટલોક ચોરાયો. ભાગતાં કેટલાંક અટવાયાં તે પડતાં અથડાતાં ભાગ્યાં. વાલકો હાથમાં વાંસળી ને રસ્તા વચ્ચે ઉભો રહ્યો. ઘેટાંના ટોળાંની વચ્ચે રખેવાળ ઉભો હોય ને ઘેટા દોડતાં ચાલે એમ આખો માનવ પ્રવાહ જગ્યા જોઇને ભાગ્યો. વાલકાની નજર દૂર મંડાઇ. એણે કંઇક જોયું, સામે પુર માછલાં આવે તેમ અથડાતો, પછડાતો દોડ્યો. સુંદરલાલશેઠને ત્યાં ધાબું ભરતી વખતે ભરેલાં તગારાં ઝીલાવતી છે, એની ખાતરી કરીને પકડી. ઓચિંતાનો હાથ પકડતાં એ બરાડી ઉઠી, સામે ફર્યા ને એકબીજાને ઓળખ્યાં. ઓળખાણ પડતાં એ વાલકાંના હાથે વેલની જેમ વિંટળાઇ ગઇ. એ ફફડતી હતી. પોલીસદાદાના ડંડા રસ્તા પર આવ્યા એટલે કોઇ વજનદાર વસ્તુ કે પદાર્થ બંધિયાર પાણી પર પડતાં પાણી ખસી જાય અને પડેલ વસ્તુ તળિયે બેસે ત્યારે પાણી ફરીને એની સપાટી શોધી લે તેમ માનવો પાછાં આવ્યાં, ને સાંજ સુધી મેળો ફર્યો. વાલકો અને મથુરી સાથે ફર્યા, અને પેટ ભરીને વાતો કરી, આવતીકાલે પશુઓને ખવડાવવા લીલું ઘાસ લેવા નજીકના જંગલમાં આવવું એવા આવવાના અને મળવાના કોલ કર્યા.પોતાની ટોળીમાં આમથી તેમ ફરતાં વાલકાનો મામો સામે મળ્યો તેણે વાલકા જોડે મથુરીને ફરતાં જોઇ એટલે તરત ઓળખી ગયો, વાલકાને હાથ પકડીને ઉભો રાખ્યો. મામાએ પાવલી આપી તેનું વાલકાએ પાન લીધું, તે મથુરી સાથે વહેંચીને ખાધું. વાલકાંના જોડીદાર વાલકાને શોધતા હતા. વાલકાને મથુરી સાથે ફરતાં જોઇ આડાઅવળા થઇ ગયા, વાલકાને ફરતા જોયો. મથુરીના સબંધીઓ મળ્યા, તેમને મથુરી સોંપી પોતાની ટોળીમાં ભળી વાલકો ઘર

તરફ વળ્યો. સાથીદારોએ રસ્તામાં ખીજવ્યો એટલે હાથમાં વાંસળી ને દોડતો બધાથી પહેલો ઘરે પહોંચ્યો. જમવાનું તૈયાર હતું. જમીને થોડીવાર આમથી તેમ આંટા માર્યા. ભાઇબંધ ખીજવતા એટલે તેમને મળવાનું ટાળ્યું. આવતીકાલના વિચારોમાં આખીરાત જાગ્યો. મથુરી સાથે એકાંત મળતાં થોડો સમય ઉભાં રહ્યાં અને કાલે મળવાના કોલ આપેલા તે યાદ આવ્યું, દૂર સુધી જતાં હાથ ઉંચાં કરેલા તે મથુરી નજરમાં રમવા લાગી, એકબીજાને આપેલો કોલ પાળવા રાત્રીમાં ટળવળ્યાં. રાત્રી લંબાઇ. વહેલી સવારે દાતરડાં ઉંચકાયાં, રણમેદાનમાં યોદ્ધા સામે લડવાની તૈયારી કરી લીધી. ઘરેથી નીકળી થોડે ચાલ્યાં ત્યાં ઝડપ વધી,દોડતાં સ્થળ પર પહોચ્યાં,એકબીજાને નજીક આવ્યાં ને હાંફળાંફાંફળાં કોઇ દેખી જાય એવા ડરથી આજુબાજુ ફરીને જોઇ લીધું. એકબીજાની સામે જોઇ ઉભાં રહ્યાં. દાતરડું દૂર ફેંકી દાંતી દેતી દૂરથી દોડતી આવીને દોરડાની જેમ વાલકાના ગળામાં વાગોળ થઇ વળગી, વાલકાએ કમરમાંથી ઉંચકીને પકડી. એક ક્ષણ કોઇએ વાત ન ઉપાડી. મથુરીએ આનાકાની કરી, ખાખરાનાં ઝાખરાંની વચ્ચેની જગ્યામાં જતાં રહ્યાં.

ઝીણુંઝીણું ઘાસ હાલ્યું. આકાશ અને પાતાળ એકરૂપ થયું, થોડીવારમાં પાણીનું બાષ્પ બની ગયું. ધીરે ધીરે ક્ષિતિજો ખુલી ત્યારે હવાનો સ્પર્શ થયો. ઘાસ કાપીને ભેગું કર્યું. વાલકાએ પોતાનો ભારો બાંધ્યો ને તેની ઉપર બેઠો. મથુરીને પકડી પાસે બેસાડી વાતો કરી. સમયનું ભાન ન રહ્યું, નજીકનાં વૃક્ષોમાંથી પક્ષી બોલતાં વાલકાની નજર આકાશ તરફ મંડાઇ ને એણે મથુરીને ચેતવી. વરસાદ આવશે એવી ખાતરી થતાં મથુરીને કહ્યું,

''કુકડ્યો કુમાર ખાખરેના ઝાખરાંમાં ડસકાર્યો સે ઇતરે ઉનવીણ સડીન વરહાત આવહે, આપું આપડા ભારા બાંદીન સાલતાં થાગ્યે.'' મથુરી વાલકાના મોઢા સામે જોઇ રહી એટલે વાલકાએ કહ્યું,

''તુ વરહાતથી ચમકે સે કે.''

''ના પુણ વિજળાઇ પડેન મન સમક લાગે.''

વાલકાએ કહ્યું, ''ઇ તન ઇપેરકાં પડહે, ઇતે કાં કાં નાહતી ફરે સે, ઘડીક અઇ પડે ઘડીક તંઇ પડે.... કે શે ને કે બારે મેઘ અન તેરે વિજળાઇ, ઇતરે મેઘું કરતાં એક વદાર સે. જુડું નહી ઇતરે ઇ સુટી, ઇ વદારની સે તે હાથમાં કોન આવતી, ઇન હાવાજાય ઇતરે ભડકતી ની' નાહે, ભડકો કરે અન જાંતાં કુદી પડે.''

"મારો ભારો તું બાંધ દે..... વાટમાં સુટી નીં જાય... ખીસીન બાંધજે..." મથુરીએ વાલકાને કહ્યું.

"ઇમ તન મિલીન નાહી જાવ ઇવો નથી... મીળામાં ..." વાલકાએ સામો જવાબ આપ્યો.

'માણહ જાતસે, વાટમાં કાં ઉભું મિલદે તી..." મથુરીએ દબાતા હૃદયે કહ્યું.

વાલકાએ મથુરીને પકડી બે હાથ પહોળા કરી છાતી સાથે દબાવી ઉભો રહ્યો.

મથુરીએ વાલકાની ગરમી માપી. થોડીવાર ઉભાં રહ્યાં. વાતો થઇ,આંખમાં આંખ પરોવી હુંકારા ઝીલ્યા. મથુરીએ કહ્યું, "મારો હાથ હાદોસેત પુરો હાજે...મન રખડાવતોનીં..." વાલકાએ કહ્યું, "કાલને દન સડાવો કરું, તું ઘમટો ઘાલીન આવે ઇ પરમાણે વાત કરાવું સે..."

મથુરી વાલકાના મોઢા સામે જોઇ બોલી,

"તાર ઘેરનાં મનખાંન હું ની ગમી તર?"

વાલકાએ એનો જવાબ આપ્યો.

"બદાંન કાં ગમાડવેની વાત સે... તું કાંણી કે બુસી સે? મનખ હરખું મનખ નીં ગમે તર હું ગમે,અન મન તે તું ગમે સે પસી કાં વાંદો સે"...મથુરીએ કહ્યું, "તન હું ગમી ઇ કીકમ કરીન માનું. માંણહ જાત સે, તાજુ ફોળ ભાળીન બીજે લલસાયત માર તે રુવેના દન આવે...' વાલકાએ વચન આપ્યું, "તન વસન આલું. ભગવાંનનો વેરી થાંઉ બસસે. એક વખત જીવ આલ દીદો પસી હું?... કૂતરાં બલાડાં વાળો નિયા આપડી પાહે નથી."

વાલકાનો જવાબ સાંભળી મથુરી બોલી,

"તર હું પણ તન વસન આલું સે કે જીવતી જાગતી રી તાં હુદી તારું ઘેર હાસવી."

એકબીજાની તાકાત માપતા હોય તેમ એકબીજાને ભીંસી ને થોડીવાર ગોળગોળ ફર્યા. એકબીજાનો સ્પર્શ એમને ગમતો એટલે અળગાં થવાનું કોઇ નામ ન દેતુ. વાલકાએ નીચા નમી મથુરીને પોતાના ખોળામાં બેસાડી, આંખોમાં આંખો પરોવી વાતો કરી. થોડીથોડી વારે એકબીજામાં ભીંસ લેતા. ઝરમર વરસાદ શરૂ થયો એનાથી એમને વધારે તાજગી આવી એટલે એકબીજાને પકડીને સરકવા લાગ્યાં, મથુરી નાગણની જેમ ફુફાડા મારતી ને વાલકો એની ફેણ નમાવીને એને શાંત પાડતો હોય એમ એને વિંટળાયો. થોડીવાર આનંદ પછી એકબીજાને રસ્તે જવા તૈયાર થયાં. વાલકાએ

મથુરીનો ભારો ઉંચક્યો ને છેક મથુરીના ગામનાં પાદર સુધી મૂકવા ગયો, ભારો ઉતારી ફરી એકબીજાને ભેટયા. છૂટા પડતી વખતે એકબીજાને આપેલ વચન ઇશારાથી યાદ દેવડાવ્યા. રાતોની રાતો ઉજાગરામાં જતી. કેટલીકવાર એકબીજાની યાદમાં પથારીમાં બેઠા થઇ જતાં. રાત દિવસ વિયોગમાં તડપડતાં, મળ્યાં તે ઘટના સ્મૃતિમાં રમ્યા કરતી એટલે એમને મનમાં ગલગલીયા થયા કરતાં. ભૂતકાળને સ્મૃતિમાં લાવી તાજો કર્યા કરતાં.



મણીનો ભાઇ કલસીંગ રમલીને ઘરે અવાર નવાર આવ્યા કરતો તે રમલીને ખેતીના કામમાં મદદ કરતો, એને વાલકા સાથે દોસ્તી થઇ ગઇ. ખેતરમાં કામ કરતાં ભેગા બેસી ચલમ પીતા ને ગપાટા મારતા. રાતે ખેતરની ચોકી કરવા જતા ત્યાં જોડે બેસી વાંસળી વગાડતા. આજુબાજુનાં ગામે લગ્નપ્રસંગ થતો ત્યાં બંને જોડે જતા ને આનંદ કરતા. રમલીનો સ્વભાવ થોડો અતડો એના કારણે લાલસીંગ અને પશો અલગ બેસતા પણ વાલકો અને કલસીંગ સાથે ફરતા. કલસીંગની એવી ઇચ્છા કે પોતાની બહેન મણીનું સગપણ વાલકા જોડે થાય, એના માટે મનમાં ગોઠવણ કર્યા કરતો. પોતાની બહેનના કાનમાં આ વાત કોઇને ખબર ન પડે તેમ કલસીંગે નાખી. મણી રાજીની રેડ થઇ ગઇ. ભાઇ બહેન તૈયાર હતાં. સુંદરલાલશેઠના મકાનનું ધાબુ ભરાયું તેમાં સાથે કામ કરતાં મણીએ વાલકાને પોતાનામાં લઇ લેવા માટે નક્કી કરી રાખેલું. કલસીંગે વાત કરતાં તે વધારે ખુશ થઇ ગઇ. ભાઇ બહેનની બેઠક થઇ તેમાં કલસીંગની પસંદગી મથુરી છે એમ જાણ્યું ત્યારે તે નાચી ઉઠી કેમ કે મથુરી સાથે એને કામ કરતી વખતે ઓળખાણ કરી લીધી હતી. ભાઇ બહેન ખુશ હતા. કોઇને વાત કરે તે પહેલાં મથુરીની સગાઇ વાલકા સાથે થઇ ગઇ એ જાણીને બંનેને આંચકો લાગ્યો. કલસીંગ ધૂંધવાયો. વાલકા જોડે મથુરીનાં લગ્ન થાય તે પહેલા મથુરીને પોતાના ઘરમાં બેસાડવાની તૈયારી કરી લીધી. કોઇને કહ્યા વગર એ મથુરીની ભાળ કાઢતો ફરતો. નક્કી કરી લીધું ને યુવાનોની ટોળી બનાવી જંગલમાં લાકડા વીણવા જતાં મથુરીને રોકી, પકડી, ખેંચી માર મારતા, ઢસડતા બીજા રસ્તે વાળી ચાલ્યા. મથુરીને પકડી એટલે મથુરી સાથે જંગલમાં આવનારાઓએ જંગલને જાગતું કર્યુ. ગામમાં ખબર આપવા દોડ્યા તેમણે નાના મોટા કોતરોની પરવા કર્યા વગર લાંબી ફલાંગો ભરતા ને કિકિયારીઓ પાડતા જંગલમા વાર પાડી. જંગલ

ધ્રૂજી ઉઠયું. મથુરીએ ચિચિયારીઓથી જંગલને ગજવી મૂકયું. કલસીંગ એને પકડવા દોડ્યો, પકડવા જતા કલસીંગના હાથે બચકું ભર્યુ. એટલે ઝાટકો મારી કલસીંગે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. રણચંડી બનીને કલસીંગને હંફાવ્યો. ધક્કો મારી કોતરમાં ગબડાવી દીધો. કલસીંગના સાથીદારોને પણ મચક ન આપી. પકડાપકડી અને દોડાદોડી કરતાં મથુરીનો પગ લપસ્યો. ને ઠેકડો મારી કલસીંગ એના પર ચઢી બેઠો. સાથીઓ દોડી આવ્યા તેમણે મથુરીને પકડીને દબાવી. માછીમારો મોટી માછલીને જાળમાં ફસાવી સમુદ્રમાંથી કિનારા તરફ લાવે તે વખતે માછલી છૂટવા ઉછાળા મારે તેમ મથુરી ઉછાળા મારતી. જંગલમાં વાર પડી. જે કંઇ હથિયાર હાથ આવ્યું તે લઇ યુવાનો વારે ચડ્યા. ફરતાં ગામના લોકો જંગલ તરફ દોડ્યા. મથુરીને પકડી કલસીંગ એના ગામમાં પ્રવેશે તે પહેલાં વાલકાને ખબર પડી ગઇ. હાથમાં ધારિયું લઇ દોડ્યો. પશો ખાટલામાં પડ્યો હતો તે બુમો પાડતો વાલકા પાછળ દોડ્યો. વાલકા સાથે ગામના યુવાનો વારે ચડ્યા. કલસીંગના ઘરે પહોંચવામાં થોરની વાડ નડતી હતી તેને દોડી આવી વાલકાએ કચકચાવી ધારિયું માર્યુ ને ગાડું દાખલ થઇ જાય તેટલી વાડ ઢળી પડી તેમાંથી કુદકો મારી વાલકો ને એના સાથીઓ દાખલ થઇ ગયા. વાલકાએ દોડી કલસીંગના ઘરના દરવાજાને લાત મારી પાડી દીધો ને દરવાજાની ઉપર થઇ ઘરમાં દાખલ થઇ ગયો. કંઇ હાથ ન આવ્યું, દરવાજો પડતાં ઘરમાં આરામ કરતા મરઘાં ફફડાટ કરતાં દરવાજામાંથી બહાર જવા દોડ્યાં તે વાલકા સાથે અફળાયાં. ઘરની અંદર આંટો મારી વાલકો બહાર આવ્યો, કંઇ હાથ ન આવતાં એ રઘવાયો બન્યો ને બુમો પાડતો કલસીંગના ઘરને ઘેરો ઘાલ્યો. સાથીદારો આવ્યા તેમણે છાપરા પર લાકડીઓ ઠોકીને નળિયાનો ભૂક્કો બોલાવ્યો. જંગલમાં પડઘા પડતાં તેમણે સાંભળ્યાં. પાછા વળીને જંગલ તરફ દોડ્યા. જંગલમાં કિકિયારીઓનો રવ થઇ ગયો. જંગલમાં પ્રાણીઓ ભય પામી ભાગ્યાં. તે વનરાજીમાં ભટકાઇને પડી જતાં ને પાછા ઉઠીને ભાગતાં ચારેબાજુ કિકિયારીઓથી એ ઘેરાઇ ગયાં. એટલે પોતાના અંતની કલ્પનાથી ફફડતાં કેટલાક તો પોતાના બચ્ચાને લઇ આડાંઅવળા થઇ ગયા. તે પોતાના બચ્ચાને ખોળામાં પાલી ઉભા ઉભા દોડતા માણસોનું ઝનૂન જોતાં. ઓચિંતુ વાવાઝોડું આવ્યું તે થોડીવારમાં શમી ગયું પણ જંગલમાં રહેનારાઓના જીવમાં ફફડાટ મૂકતું ગયું. મથુરીને પકડી ઘરે આવતા કલસીંગને વાર લાગી. કલસીંગ જે રસ્તે ગામમાં દાખલ થવાનો હતો તે રસ્તા પર હુમજી એના સાથીદારો સાથે કલસીંગનો કાળ બની ઉભો હતો. વારે ચડેલા હુમજીને

ખબર પડતાં જંગલમાં દોડવાને બદલે કલસીંગના ગામ સામે દોડ્યો ને રસ્તો રોક્યો. રસ્તો અટપટ્ટો હતો. મોટા મોટા ટેકરા અને પત્થરો વચ્ચેથી રસ્તો જતો ત્યાં હુમજી એક મોટા પથ્થર પર ઉભો થઇ ગયો. એના સાથીદારો ગોઠવાઇ ગયા, ને કલસીંગની રાહ જોતાં ઉભા. હુમજીના હાથમાંનો કુહાડો ધજાની જેમ ફરકતો ને તેના પર સૂર્યનાં કિરણો પડતાં હતાં તેનાથી તે ઝળહળતો હતો. કલસીંગની ટોળી મથુરીને પકડી આવતી હતી તેણે કુહાડો લઇ હુમજીને ઉભેલો દેખ્યો એટલે ધીમા પડ્યા. સાથીદાર મદદમાં હતા એટલે કલસીંગને શુરાતન ચડ્યું. હુમજીને રસ્તો છોડી જવા એને પડકાર્યો, એલફેલ બોલ્યો, આમ કરતાં જોઇ હુમજીએ સામેથી લલકાર્યો, બૂમ પાડીને ''એય હુમજી ડાંડ..., હુમજી નામ મારૂ..., ફરતા ગામડાંના મન ડાંડ કે ...., હુમજી વારે ચડ્યો સે..., પાસો ફરવા નથી આયો....., હગાઇ વાળી હાદી સે..., વગર હગાઇવાળી હાંમળી પાસો વળી જાતો...., તમય હુમજીન લલકાર્યો સે.... હુમજી પડે કાં પાડે.... , પાસો ના ફરે......,''

ફરતાં ગામોથી લોકો વારે આવ્યા તે વચ્ચે પડ્યા. કલસીંગની ભૂલ લાગતાં એના ગામના લોકો ઠંડા પડ્યા. પરગામના લોકો સાથે વેર બંધાતા પહેલાં વડીલો વચ્ચે પડ્યા ને પંચ બેઠું. વાલકો આકાશ સામે ધારિયું વીંઝતો સાથીદારો સાથે દોડતો આવ્યો, તેને હુમજીએ અટકાવ્યો. એની આંખમાં ખૂન ધગધગતુ હતું. વારે ચડેલા વાલકાને જોઇ કલસીંગની ટોળીવાળા ફફડી ઉઠયા. નજીક આવતાં હુમજીએ એને રોક્યો, હુમજીના સાથીદારો વાલકાને પકડવા દોડ્યા. પાંચથી સાત જણ વાલકાને પકડતા તો પણ એમને આડાંઅવળા કરી નાંખતો ને કલસીંગની ભાળ મેળવવા દોડતો. હુમજીએ વચ્ચે પડીને શાંત પાડ્યો તો પણ વચ્ચે ઉભોઉભો ફફડતો. હુમજીએ એના હાથમાંથી ધારિયું લઇ લીધું ને પંચમાં ગયો. ત્યાં ઝઘડો નક્કી કરી વાલકાને એના ગામમાં મૂકી આવ્યો. સામસામા ગામનાં પંચ બેઠાં ને રસ્તો કાઢયો. કલસીંગ પાસે ઝઘડો લેવાનો ને વાલકા મથુરીનાં લગ્ન જલ્દી ગોઠવાય તેની વાત કરી મથુરીના ગામના લોકો મથુરીને લઇ પાછા વળ્યા.

લગ્નની તૈયારીઓ થઇ ગઇ. ઢોલ ઢબુક્યા, શરણાઇના સૂર રેલાયા, સગાસબંધીઓ મારતે ઘોડે આવી પહોંચ્યાં ને ટૂંક સમયમાં તો મંગળ ફેરા થશે એની રાહ જોતાં. રેલ્વેની લાઇન જેમ પગે ચાલીને નાચતી કુદતી, ધુમ ધડાકા કરતી વાજતે ગાજતે વાલકાની જાન મથુરીને લેવા એને ગામ પહોંચીને મંગળ ઘડીઓ ગાવા લાગી. કાન નીચેનાં ગાલમાં

ઝીણું ઝીણું મલકાતી ને ઘરના ખૂણામાં બેઠી મથુરી પાઘડાવાળા વરરાજાને વિચારોથી પોતાના હૈયામાં ઉતારી શરીરે લગાવેલી હળદરને જોઇ અકળાઇ જતી ને અંદર બહાર ફરનારાની ચાલ કે ચમક દમકને તાકીને તાજગી અનુભવતી. હવે પછી બનવાના વિચારોમાં ખોવાઇ જતી ને આડુંઅવળું જોઇને મલકાતી. આવો ભાવ અનુભવતા નજીકથી કોઇક જોઇ જાય તેની બીક લાગતી, એટલે નજરને ચકોર રાખતી. પોતાના મનના માણીગરને મનાવવા મનમાં મનસુબા ઘડીને મનમાંને મનમાં મમળાવતી, મળવાની એને અધિરાઇ હતી પણ વિધિએ સમયમાં બાંધી એટલે અકળાઇ ઉઠતી. વહેલી સવારે મંગળ ફેરા થયા. લંકામાં ચઢી ગયેલી શ્રી રામની વાનરસેના જેવી વાલકાની જાન માંડવામાં મથીને મથુરીને લાવી વાલકાના ખોળામાં નાખી.

વાલકો મથુરીના સંગે નળ દમયંતીની કથાને ભુલાવી દીધી. ગામના લોકો વાલકા મથુરીના જોડાનાં વખાણ કરતા. ગામમાં પશાની શાખ વધી. ગામમાં સારો પ્રસંગ કે નજીકમાં કોઇ તહેવાર ઉત્સવ હોય ત્યાં મથુરી વાલકાનું જોડું અવશ્ય જોવા મળે. નાનપણથી વાલકાનો સ્વભાવ રમતિયાળ એટલે વાતવાતમાં કટાક્ષ વેરી બીજાની ટીખળ કરી લેતો. અન્ય કરતાં અલગ લાગવા જાત ભાતનાં કપડાં પહેરતો, પ્રસંગે હાજર થતો એમાં એનો પ્રવેશ બીજાઓને અચંબામા નાંખી દેતો. ખુલ્લા પગે ચાલતો છતાં એનો પગનો અવાજ ધરતીને ધ્રુજાવતો. માથે મોટો ફેંટો બાંધતો. બાંધવાની રીત પણ કેવી ! એક છેડો દાઢી નીચે દબાવી પટ્ટી પાડી માથા ફરતે આંટી દઇ બીજા છેડાનો એક ફુટ જેટલો ભાગ ઉપરની બાજુ ઉભો ખોંસી દેતો. ફેંટાના છેડાવાળી કિનાર પર ભાત ભરાવતો. જુદા દેખાઇ જવું એ એમની મનોકામના હતી એટલે તો વાલકો પોતાની બંડીમાં જાતજાતના ફૂલ ભરાવવા જુદા જુદા રંગના દોરાની પસંદગી કરી બંડીમાં ભરાવીને પહેરતો. મથુરી દસ હાથની લંબાઇનો ઘેરવાળો ઘાઘરો પહેરતી અને માથા પર રંગબેરંગી ઓઢણું ઓઢતી. સારા પ્રસંગે નવાં કપડા પહેરી ઉભી રહેતી ને અન્ય સ્ત્રીઓને લલચાવતી. વાલકો દસ હાથ લાંબું ભરેલી કિનારવાળું ધોતિયું પહેરતો. કપડાને કડક રાખવા ભરેલી કાંજી ચાલતા સટાક સટાક કરી કપડાને ખખડાવતી ને અક્કડ રાખતી એટલે આવું કાંજી ભરેલું ધોતિયું વાલકો પસંદ કરતો ને પહેરતો. મથુરીને બજારમાં સાથે લઇ જતો ને જોઇતી વસ્તુઓ ખરીદી આપતો. કેટલીક વખત વસ્તુને વાપરવાની સલાહ આપતો. પશાની ગેરહાજરીમાં પાસે પાસે બેસીને વાતો કરતાં. ઘરમાંથી અરીસો લાવી એક સાથે જોતાં ને કોણ રૂપાળું છે તે માટે પોતપોતાનો દાવો કરતાં. મથુરી

માથામાં નાખવાનું તેલ લાવીને વાલકાને ઘસી આપતી ને માથામાં કાંસકો ફેરવી આપતી. વાલકાની મૂંછો પર તેલ ચોપડી કાંસકો ફેરવતી. એકાંત મળતો ત્યારે વાલકો મથુરીને પોતાના ખોળામાં લઇ બેસતો ને કોઇક વખત તો આંખમાં કાજળ આંજી આપતો ને આંજતા વધેલી કાજળને મથુરીનાં ગાલે લગાવી મથુરીનાં સૌંદર્યને નિહાળતો. ચૂલા પર રોટલા સેકતી મથુરી સામે આવીને બેસતો ને ચૂલામાં લાકડાં સળગાવતો. ગામમાં ધાડ પડી ત્યારે વાલકાએ ચોરોને હંફાવેલા. એની ગોફણ બંદુકની ગોળી કરતાં ઘાતક સાબિત થઇ. વાલકાની ગોફણમાંથી છૂટતા પત્થરના સુસવાટાથી ચોર ગભરાયા ને ગામમાંથી ચોરેલ પશુઓ મૂકીને જતા રહ્યા, એટલે વાલકો ગામનો માલ પરત લઇ આવ્યો ત્યારથી એની મૂંછ ઉંચી રહેતી. કડીવાળી ડાંગ ખભા પર રાખી લગ્નમાં વાંકો વળી વળીને નાચતો ને થાકવાનું નામ ન્હતો લેતો. કોઇક વખત તો મથુરી સાથે જોડાજોડ નાચતાં.

મથુરી સાથે લીમડીના હાટમાં ગયો ત્યાં ઓરાની દુકાન પર મથુરી માટે ઘાઘરો લેવા બેઠો. કાપડનો ઢગલો થઇ ગયો પણ કાપડ પસંદ ન પડ્યું, દુકાનદાર ને ઉદ્દેશીને વાલકાએ કહ્યું, ''શેઠ, તું જરીક સટકવાળો લાવીન વતાડ. ઇમાં કંઇ હવાદ નથી.'' મથુરી પણ વચ્ચે બોલી, ''માર તે ઉગડ્તી ભાતવાળો જુગ્યે, ઇ તે બધા આંદળી ભાતના સે.'' વેપારી અંદરથી બાથ ભરીને કાપડનો જથ્થો લાવ્યો ને બરોબર વાલકા મથુરીની વચ્ચે નાખ્યો. તે દેખીને વાલકાએ માથું હલાવ્યું ને કપડાને ખોળતાં બોલ્યો, '' મન તે ઇમાંથી પરસન નથી પડ્તો.'' વેપારીએ ઉથલાવીને કાપડ બતાવ્યું. વેપારી વાલકાના મનને પારખી ગયો. લેવાનો નથી એ નક્કી છે એમ લાગતા વેપારી બોલ્યો, ''ઇ તમારથી ની પેરાય.... ઇ તે પાનકી પેરે... પાનકી.'' લીમડી બજારમાં પાનકી નું નામ જગજાહેર હતું. પાનકી વટવાળી સ્ત્રી. પાનકીનું નામ પડતા વાલકો ભડક્યો, શેઠને સંભળાવ્યું, ''કાતળાના કાતળા ગણી આલું ! ઇ પરમાણે માલ જુગ્યે માલ....'' મથુરીને પણ પસંદ ન પડ્યો ને બંને જણ વેપારી સાથે બોલચાલ કરતાં જગ્યા છોડીને બીજી દુકાનમાં દાખલ થયાં. ત્યાં વેપારીએ કપડા ગોઠવેલો બાંકડો બતાવ્યો ને કીધું કે પસંદ હોય તેની પર આંગળી રાખ હું ખેંચી આપું. વાલકા તેમજ મથુરીએ અલગ અલગ કપડા પર આંગળી રાખી. વેપારીએ બંને કપડાને ખેંચી ખોલીને બતાવતાં વાલકો બોલ્યો, ''હાશ! કિવુ પડે ! નવે સાળેની ભાત સે.'' ફેરવીફેરવી ને કપડું જોઇ લીધું એટલે વેપારીએ નીચે મૂકીને બીજી ગડી ખોલીને જોઇ એટલે પસંદગી કોના પર ઉતારવી તે માટે ગૂંચવાયાં.

બંનેની પસંદગી અલગ છે એ વેપારીએ જાણી લીધું ને વાલકો ઉધાર તો રાખતો જ નથી તેની પણ વેપારીને ખાતરી હતી. વાલકાને પોરસ ચડાવવા વેપારીએ કહ્યું, ''રુપગ્યા નથી ઇમ કે ! બે દન ધિરા આલજે.'' વાલકો વચ્ચે બોલ્યો, '' રુપગ્યાનો સવાલ નથી, ગમવેનો સવાલ સે.'' વેપારીએ બંને કપડા વાલકાને બળજબરીથી આપ્યાં ને પૈસા ના હોય તો તારી મરજી પડે ત્યારે આપજે કહી કપડાની ગડી પાડીને વાલકાને પકડાવ્યાં. હા..ના..હા..ના.. કરતા લેવાઇ ગયા તે વાલકો અગાઉની દુકાનવાળા વેપારીને બતાવતો આવ્યો. થોડીવાર હાટમાં આમથી તેમ ફર્યા. ત્યાં બનવા જોગ એવું બન્યું કે બજાર વચ્ચે રસ્તાપર ચાલતા વાલકાની નજર બીજે હતી ને કોઇ કારણસર ઝપાટાબંધ આવતી પાનકી વાલકાની સામે આવીને જોરથી અથડાઇ પડી. આખલો આખલાની સામે ઝીંક ઝીલે એમ થોડીવાર ઉભા રહ્યા. વાલકો ભાંગી ગયેલા બસ સ્ટેશન ના છાપરા નજીક સડક ના કિનારા પર ઉભો રહ્યો ને પાનકીને જતાં જોઇ. પાનકી સામેના કિનારે પાનવાળાની દુકાન પર જઇ ઉભી રહી ગઇ અને થોડી થોડીવારે પાછું વળીને વાલકા તરફ જોયા કરે. વાલકાએ પોતાના હાથમાં વાંસળી હતી તે હોઠ પર ધરીને ફૂંક મારી અને ત્યાં જ ઉભો ઉભો વાંસળીમાં ગીત ગાવા માંડયો.

કુલ કુલાળી ડાંડી ફૂલા રસિયા.....
સપના હરકો સાળો કુલા રસિયા.....
પડીગ્યો ડુંડુ કાળ કુલા રસિયા.....
કુઠે ધાનડ ખુટચાં કુલા રસિયા.....
નદિયે નિરાં હુક્યાં કુલા રસિયા.....
કૌડે પાણી ખુટચાં કુલા રસિયા.....
વગડે ખડલી હુકી કુલા રસિયા.....
મનખાં મર્યા જાહે કુલા રસિયા.....
કુવારી રંડાહે કુલા રસિયા.....
મનખાં વાગી જાહે કુલા રસિયા.....
સપના હરખો સાળો કુલા રસિયા.....

વાંસળી વગાડતો વાલકો કેટલીક વખત એક પગ ઉંચો કરતો ને આજુબાજુ ફરી જતો તેને જોઇ મથુરીને નવાઇ લાગી. પાનકી સાથે વાલકો અથડાયો એ મથુરીને મન નવાઇ નથી. બજારમાં આવેલાં લોકો સામસામે અથડાઇ પડે એ તો સર્વસામાન્ય હતું

એટલે મથુરીએ ધ્યાન ન આપ્યું પણ વાંસળી વગાડતા વાલકાનો આનંદ પારખી ગયેલી મથુરી બોલી, ''સાળે સાળે વગાડે સે તો બજારનાં બધા ભાળહે ઇમ કરીન કે?'' વાંસળીના સૂર રેલાતા ગયા. વાલકો ખસવાનું નામ ન્હતો લેતો. પાનની દુકાનવાળાએ પાનકીને ઇશારાથી વાલકો બતાવ્યો અને બંને જણ હસ્યા તે વાલકાએ જોયું. એને રંગ ચડ્યો. આળસુ બળદ પરોણાંની આર ઘૂંચે તો ફક્ત વાંકો વળે પણ ચાલવાનું નામ ન લે તેમ વાલકાને મથુરીએ ઠુહુ માર્યું તેમ છતાં ખસવાનું નામ ન લીધું એટલે મથુરીએ ધક્કો મારીને સ્થળ છોડાવ્યું ત્યારે વાંસળી વગાડતો બંધ થયો ત્યારે મથુરીએ કહ્યું,

'વળા સતાં હાયણું ભાજી લીન ઘેર જાતાં રીગ્યે, કાં હુદો વાકો વળીવળીન વગાડવેનો સે.''

બજારમાંથી ઘરવખરીનો સામાન ખરીદી પોતાના ગામ તરફ વળ્યાં. મથુરીએ સામાન પોટલીમાં બાંધી માથે મૂક્યો. વાલકો વાંસળી વગાડતો જાય, મથુરી એની લગોલગ ચાલતી. વાંસળીના સૂરમાં વાલકો પોતે રેલાયો ને ઉભી વાટે ચાલતા ઘરે પહોંચ્યાં. સાંજે વાળું કરી શુભ રાત્રિના શયનમાં વાલકો મથુરીને ગોદમાં લઇ પાનકીમાં ઉતરી ગયો.



પાંનીને પાછલી ઉંમરે દમનો રોગ થયો એટલે મોટે ભાગે પથારીવશ રહેતી, પશો તેનો હાથ પકડી ફરવા લઇ જતો. હરહંમેશ તેની પડખે રહેતો. ઘર એનાથી છૂટતું ન હતું. પાદરની બેઠક એનાથી તૂટી. ગામના કામોમાં ઓછું ધ્યાન આપતો. પશાની માની ઉંમર ઘડપણમાં પ્રવેશી એટલે હલન ચલન ન થતું. તે પાંની પાસે આવીને બેસતી, ઉંમરના કારણે નહી પણ કાનની બિમારીના કારણે તેને ખાસ સંભળાતું ન હતું. અશક્તિ અને બીમારીએ તેના શરીરમાં ઘર કર્યું. વાલકાના લગ્ન થયા અને બીજા વર્ષે તેણે દેહ છોડ્યો. પશાને પોતાની મા ગઇ, એ પાંનીને સાચવતો. પશો પાંની પાસે રહેતો એટલે ઘરની તેમજ ખેતરની જવાબદારી વાલકાની. વાલકો નવી વહુ સાથે કામ ઉકેલતાં શીખી ગયો. નવી વહુ સમજદાર બાપની સમજુ બેટી, ઘરનું સઘળું કામ જાતે જ કરી લેતી. નોકર ચાકરની તેને જરૂર નથી. ખેતરમાં કામ કરતાં સૌની આગળ રહેતી. વાલકાની મા ને એવી ઇચ્છા કે વાલકાની વહુનું પારણું બંધાય એટલે હું જોતી જાઉં.

મારા જીવ ને શાંતિ થાય.વાલકાના લગ્ન થયા ને બે વર્ષ થયા. ઘરમાં પારણું ન બંધાયું. પશાકાકા જયાં સાંભળે ત્યાં પોતાની વહુ ને સારવાર માટે લઇ જાય, દોરા ધાગા કરાવ્યા પણ સફળતા ન મળી. પત્ની બીમાર અને વહુ ને કોઇ વસ્તાર નથી, ફળિયાનાં છોકરા દેખી પશો ઉભો રહી જતો. છોકરાં તાકીને જોતો. વાલકાના લગ્નના ત્રીજા વર્ષે વાલકાની માં દેહ છોડી ગયાં. વાલકો નાનો હતો ને ખોળામાં બેસી રમાડતા તે યાદ આવ્યું. રાતે પથારીમાં ઓચિંતા બેઠા થઇ જતો. ઘરમાં ત્રણ માણસ તેમ છતાં ઘર ખાલી લાગ્યું. પત્નીનો વિરહ એ ભૂલ્યો નથી. ઘરમાં પારણું બંધાય ને પોતાના આંગણામાં બાળકને રમતું જોવાનાં સપનાં જોતો. ઘરના આંગણામાં નાનાં ભુલકાં સાથે રમવાની જગ્યા નક્કી કરી બેઠો બેઠો જમીન પર પાણી છાંટી જમીન સરખી કરતો. જ્યાં સાંભળે ત્યાં દવા લેવા દોડી જતો.

પાંચ વર્ષ તો જોતજોતામાં વીતી ગયાં પણ વાલકાની વહુનું પારણું ન બંધાયું. પશો હિંમત હારે તેવો નથી, પુત્ર અને વહુ ને ખરાબ ન લાગે તે માટે ગાલ પર તમાચો મારી લાલ રાખતો. સમય વધતો ગયો ને વાલકાના વસ્તારનાં સપનાં રગદોળાઇ ગયાં. વાલકાને ટાઢિયો તાવ ચઢયો. પશો દવાખાને લઇ ગયો. ડોકટરે ઇન્જેકશન આપ્યું ને તાવ ઉતરી ગયો. ફરી ચઢયો, ચડતો રહ્યો, ડોકટરે ટાઇફોઇડની દવા કરી. વાલકાના મોઢામાં ફોલ્લા પડ્યા. ડોકટરે દવા કરી, ઘરે મોકલી આપ્યાં. દવા સમયસર ન લેવાથી કે કોઇક કારણસર વાલકાની બીમારી લંબાઇ, શરીર ઉતરી ગયું ને અશકિતએ વાલકાના શરીરનો કબજો લીધો. પશાકાકાને ફાળ પડી. વાલકાને દવાખાને ભરતી કર્યો. દવા દારુ પાછળ પૈસા ખર્ચી કાઢયા. સફળતા ન મળી. આજુબાજુનાં ગામડાંમાં દોરા ધાગા કરાવ્યા, નિષ્ફળ ગયાં. બીમારી લંબાઇ. દવાખાનાથી કંટાળ્યાં એટલે સબંધીઓને લાકડું લઇને બોલાવ્યાં. દવાખાનાની જાણ બહાર વાલકાને ઉંચકીને લઇ આવ્યાં.

વાલકાનો ખાટલો ઓસરીમાં રહેતો. ખબર પૂછવા આવનારા ત્યાં બેસી વાલકાની ખબર લેતાં. આડોશી પાડોશી વાલકાની સંભાળમાં મદદ કરતાં ને દવા દારુની સલાહ આપતાં. કેટલાંક ફરીને દવાખાને લઇ જવાની સલાહ આપતાં તો કેટલાક પૂજારાને બતાવવાની સલાહ આપતા. પશો ગામ પરગામ પૂજારાની તપાસમાં જતો, દોરા ધાગા કરાવતો. ગામનો મોટો પૂજારો નાનજી ગણાતો તે કેટલીક વખત બીજા ગામના પૂજારાને ગામમાં દાખલ થતાં અટકાવતો. નાનજીને ખબર પડતી તો તરત તેની સામે બાંયો ચડાવતો દોડતો, એટલે બહારગામથી પૂજારા આવતાં વિચાર કરતા. નાનજી આ ગામનો

પૂજારામંડળનો મોટો પૂજારો ગણાતો. પશાકાકાએ નાનજી પાસે વાલકાનો દોરો કરાવ્યો. અને વારંવાર નાનજીના ઘરે કળશ લઇને જતો. નાનજી પૂજારાનું કુટુંબ ખાનદાની હતું. એમના પૂર્વજો પૂજારાના વ્યવસાય સાથે સંકળાયેલા હતા તે નાનજીને વારસામાં મળ્યું. નાનજી નાનપણથી પૂજારાપણું શીખ્યો ને પારંગત થયો. નિશાળનો ઓટલો ચડ્યો હતો પણ આ વિદ્યા તો આપણે મોઢે ન ચડે, એમ માની નિશાળને બે હાથે રામ રામ કરેલી. નાનપણમાં લોકોના ખેતરમાંથી ચોરીને છાનુંછપનું લઇ આવવાનું, દુકાનમાંથી સામાન ચોરી લાવવાનો અને બાપનો વ્યવસાય હતો એટલે લોકોને કળશ જોઇ આપવાનું કામ કરતો. આમ કરતા એ પૂજારામાંથી મહાપૂજારો બની ગયો, જો કે કેટલીક વખત તેની હકીકતો ખોટી પડતી ત્યારે લોકો નિંદા કરતાં, પણ નાનજીની સામે કહેવાની હિંમત કોઈ ના કરતા. મન ફાવે તેમ વર્તન કરતો ને ગામમાં ધાક જમાવતો.

નાનજી પોતાની મરજી મુજબ પૂજારાપણું કરતો. આખા ગામ પર નાનજીનું વર્ચસ્વ હતું. પગ ઠોકી પાણી મંતરી આપતો. ગામનાં નાના બાળકો રડતાં ત્યારે ગામના પાદરના ઝાડવામાં પત્થર ફેંકતો અને હાકોટા પાડતો. ગામમાં ઝઘડા થતા તેનો ઉકેલ નાનજીની હાજરીમાં થતો. નાનજીને સમાધાનમાં ખાસ ખબર ન પડતી પણ વચેટીયાઓની મદદથી કામ ઉકેલતો ને કેટલુંક કામ ધમકીથી કરાવી લેતો. વરસાદ ન આવે ત્યારે લોકોને આગાહીનાં ખોટાં આશ્વાસન આપતો. ગામમાં લગ્ન થતાં તેમાં પૂજારાને ખાસ આમંત્રણ અપાતું અને જમણ થતું. સંતાન વિહોણી સ્ત્રીઓને ખોળો ભરી આપવાનું કામ કરતો, તેમાં એ સફળ ન થયો એટલે લોકો એની પાસે આવતા બંધ થયા.

નાનજીના લગ્ન વખતે એના સમાજના યુવાનો નાનજીની ટીખળ કરવા ગામના ઢોલીનું ઘોડું લાવ્યા. આમ તો લગ્ન વખતે વરરાજા ચાલતા પરણવા જાય પણ નાનજીને પાનો ચડાવ્યો. વટ પડશે એમ કરીને નાનજી ઘોડા પર પરણવા ચાલ્યો. ઘોડાને શણગારવા યુવાનોએ ગળામાં મફલર બાંધીને લટકાવ્યો અને તૂટેલા પલાણને સરખું કરી દીધું. કોઇ દિવસ લગ્નમાં ગયેલું નહિ એટલે ઘોડું ઢોલકવાળાને જોઇને ઉંચું થયા કરે પણ ઢોલીએ બરોબર પકડી રાખ્યું. થોડીવાર ચાલ્યું ત્યાં કોઇકે પાછળ આવીને ફટાકડો ફોડ્યો. એટલે ઘોડું ઉછળીને બધાંની વચ્ચેથી ભાગ્યું. ઢોલીની પક્કડ છૂટી ગઇ. નાનજી ગભરાયો. પડવાની બીકે એણે મફલર સાથે પાકી મુઠ્ઠી વાળીને પકડી રાખ્યું. પગ પહોળા થઇ ગયાં તે ઘોડાના પેટ પર વાગતા હતા તેથી ઘોડું વધારે ભાગ્યું. જાનૈયા પકડવા દોડ્યા તેમને જોઇ જોરથી ભાગ્યું ને રસ્તો છોડી નજીકની ઝાડીમાં ઉતરી ગયું. બોરડીના

ઝાડવાં વચ્ચે વાકું વળીને પસાર થવા માંડ્યું. નાનજીના માથે પાઘડી હતી તે બોરડીમાં સુગરીનો માળો થઇને લટકી ગઇ. ખેતરના પાકમાંથી નિંદામણ ખેંચી કાઢ્યું હોય એમ માથાના વાળ જ્યાં ને ત્યાં ખેંચાઇને બોરડીના ઝાંખરામાં લટક્યા. બાથ ભરીને ઘોડાને ચીપકી ગયો પણ પાછળના ભાગે ઉઝરડા પડ્યા. ઘોડું સીધા રસ્તે જવાને બદલે અવળા માર્ગ પર ચાલ્યું. બંને ગાલે ઉઝરડા પડ્યા. યુવાનોએ ઘેરો ઘાલ્યો ને ઘોડાને પકડવા ગાળિયો નાંખ્યો. ભાગતો ઘોડો નીચે પડ્યો ને નાનજી પટકાયો. પગે ફ્રેક્ચર થયું. પાટાપીંડી કરતાં લગ્નનું ટાણું પસાર થઇ ગયું, કન્યા પક્ષવાળા અકળાયા ને તેમણે લગ્નની ના પાડી દીધી. માંડ માંડ સમજાવીને લગ્ન લેવાયાં. ફેરા ફરતાં નાનજીનો પગ દુખ્યો ને પગે સોજો આવ્યો એટલે દવાખાને લઇ ગયાં ત્યાં ફ્રેક્ચર જણાયું એટલે પાકો પાટો બાંધી દવાખાને ભરતી કર્યો. કન્યા ઘરે આવી તેણે દવાખાનામાં નાનજીની ખબર લીધી ને પિયરની વાટ પકડી. બીજા આણાં વખતે કન્યા ઘરે આવવાને બદલે દવાખાને આવી તે ત્રણ દિવસ દવાખાને રોકાઇ, પછી નાનજીનો પાટો છુટયો, કન્યા ઉઝરડાના લિસોટામાં નાનજીનો અસલ ચહેરો ખોળ્યા કરતી તે આજસુધી એને પકડાયો નથી.

નાનજી પોતાના ગામમાં ધંધો રાખી બેસી ગયો. પશો કળશ લઇને નાનજી પૂજારાને બતાવવા ગયો. પૂજારાએ પશાકાકાના હાથમાંથી કળશ લઇને પાસે બેસાડ્યા, પોતાની બેઠકની આજુબાજુ કળશમાંથી પાણી છાંટ્યું. કળશમાં જોઇ પશાકાકાને કંઇક કહીને ઘરે મોકલ્યા. પશાકાકા ઘરે આવી પૂજારાની મરજી મુજબનો સામાન મેળવવા ગોઠવણ કરતા, દિવસોની મુદ્દત આપી તે પ્રમાણે સામાનની વ્યવસ્થા કરવા પશાકાકા આમથી તેમ ભટકતા. વાલકાની બીમારીએ તેમને અડધા કરી નાંખ્યા. મથુરીએ પશાને પૂછ્યું અને તૈયારીમાં મદદ કરતી. મથુરીની ઇચ્છા તો દવાખાને બતાવવાની હતી પણ પશાને ખોટું લાગે એ માટે પશાકાકાના કામમાં સંમત થઇ. પોતાના પિયરમાંથી મદદ માંગી જોઇતો સામાન લઇ આવ્યાં.

પૂજારો પશાકાકાને ત્યાં બેસવાનો છે એવી વાત આખા ગામમાં પ્રસરી ગઇ. ગામના આગેવાનો તેમજ વચેટીયાઓને વટ પડી ગયો કેમ કે આવું કંઇક થાય ત્યારે તેમને ગ્રામ્ય મિષ્ટાંન મળી જતું. કેટલાક તો લાગ ખોળતા ફરે. પૂજારાઓને કે બીજા દલાલિયાઓને ખબર આપતા રહે. ગામમાં લગ્ન હોય કે મરણ હોય વચેટીયાઓ કે દલાલિયાઓ તેમનો સ્વાર્થ સાધી લેતા. ગામના સારા કામમાં પણ તેઓ આગળ હોય, સરકારના લાભો લેવા કે મદદ લેવા માટે પણ તેઓ આગળ રહેતા, અધિકારી વર્ગ

ગામમાં ઉતરતો ત્યારે આવા વચેટીયાઓ તેમને વિંટળાઇ વળતા. કોને મદદની જરૂર છે તે નહી પણ કટકી ક્યાં થાય છે તે સર્વ મળીને ગોઠવતાં.



સવારના પહોરમાં પશો નાનજી પાસે દોરો કરાવી લાવ્યો તે વાલકાના જમણા હાથે બાંધ્યો ને વાલકાને સારું થવાની રાહ જોતો બેઠો. દિવસ દરમ્યાન વાલકાની તબિયતમાં કોઇ ફેરફાર ન વર્તાતા પશો વિચારમાં પડ્યો. પોતે ભોઠો પડવાનો છે એમ માની ગભરાયો. દોરાથી ફેર પડવાનો નથી તેની મથુરીને ખાતરી હતી. અને બીજા દિવસે સાંજની બેઠકમાં વાલસીંગનું મન ઢચુંપચું હતું. તે પારખી મથુરીએ વાલસીંગ ને સમજાવ્યો એટલે મથુરીની વાતને માન્ય રાખી એણે પશાને સમજાવ્યો. પશાની નામરજી છતાં વાલસીંગ અને મથુરી તૈયાર હતાં, એટલે પશો માન્યો ને આવતી કાલે સવારમાં દવાખાને જવાની સંમતિ સાધાઇ. પરવાનગી મળતાં મથુરી રાજીની રેડ થઇ ગઇ. રાત્રિમાં તો એણે વાલકાને કેટકેટલાં આશ્વાસન આપ્યાં ને વાલકો પણ સારું થઇ જ જશે એમ માનીને મનમાં ને મનમાં મનસુબા મમળાવવા મથ્યો. સવારે ગાડી આવે તેમાં બેસીને જવાની તૈયારી થઇ ગઇ. મથુરીએ લગભગ જાગરણ કર્યું. વહેલી સવારે વાલકાને ગરમ પાણીના પોતાથી પોશીને તૈયાર રાખ્યો. ગાડી સવારે અને સાંજે ગામમાં કસમયે આંટો મારી જતી. અડધા પ્રહર સુધી રાહ દેખીને મથુરી અધિરી બની. એની ધડકન વધી ગઇ. મનમાં ને મનમાં ગાડી ઉપર, ગાડીના ચલાવનાર ઉપર, ગાડીની દેખરેખ રાખવાવાળા વ્યવસ્થાપકો ઉપર રોષ ઠાલવતી તે એની વાતો કરવાની રીત પરથી સ્પષ્ટ સમજાતું કે હવે ગાડી આવવાનીજ નથી. અને આવે તો કદાચ સાંજે આવે ત્યારે જઇશું એમ કરી મનને વાળી લીધું. વાલકાને ખાટલામાં સુવડાવી વાતોએ વળગ્યા. ગાડી કેમ ન આવી તેની ચિંતા કરતાં બેઠાં ત્યાં પશાએ વાત ચલાવી.

''ઇ તે વાગું ઇવુ વે, ગાડી, પુલીસ, વરહાત અન સરકારની સહાય ઇ કદી ટીમસર ની આવે ! ઇમાં ઇનાંની મરજીનો સવાલ સે.''

મથુરીએ વાતને આગળ ધપાવવા સૂર પુરાવ્યો,

''સવાલ ખરોસ્તે, ટીમસર જાય પસ ભાવ કુંણ પુસે.''

વાલકાએ શ્વાસ એકઠો કરી સરકાર માટે બોલ્યો,

''દવાખાને હુ કામ જાવું પડે, સરકાર ગામડાં હુપે તી ગામડામાં દાકદાર રુજ ગાડીમાં દવા લીન જાય અન દવા કરી આવે. ઇતે મુટાંન ઘેર બીહવાવાળા તી ગામડામાં કાંથા આવે !'' લગભગ બપોરી વેળા થવા આવી તેમ છતાં સવારે આવતી ગાડી ન આવી ને ગાડીમાં બેસી આવનારાં ચાલતાં ગામમાં આવ્યાં. તેમની પાસેથી જાણવા મળ્યું કે શહેરમાં કોમી રમખાણો ફાટી નિકળ્યાં છે. જ્યાં જુઓ ત્યાં મારો... કાપો... ની બુમો સંભળાતી એટલે ધંધા રોજગાર માટે ગયેલા ને ત્યાંજ સ્થાયી બનેલા તે પણ ડરના માર્યા ગામમાં આવ્યાં. બપોર સુધી તો અલગ અલગ ટોળિઓ આવી. ગામમાં આવનારાઓને તોફાન કેમ થયું તેની ખબર ન પડી પણ બે પક્ષને સામસામા લડતા ઝઘડતા જોઇ અનુમાન કર્યુ તે કોઇક ધર્મ ને નામે કે કોઇક મંદિર મસ્જિદ ને નામે લડાઇ થઇ એટલું જ જાણતા ને તોફાન સાથે લૂટફાટ, આગ સળગાવવી, માણસોને જીવતા સળગાવવા, વાહનો, મિલ્કતો વગેરેને સળગતા જોયા તેની વાતો કરતા. પારસીંગ પોતાના મોટા દીકરા સાથે દૂરના શહેરમાં મજુરી અર્થે ગયેલો તે પણ પાછો આવ્યો ને સાંજે વાલકાની ખબર કાઢવા આવ્યો. મથુરીએ બધું જાણ્યું પણ એને તો શહેરમાં જઇ વાલકાને દવાખાનામાં ભરતી કરવો છે એટલે ગામમાં ગાડી ન આવે તો બળદગાડામાં લઇ જવાનું મનમાં નક્કી કરી રાખ્યું. સાંજે વાળુ કર્યા પછી વાલકાની ખબર કાઢવા આવનારાની સંખ્યા વધી. જાતજાતની વાતો કરતા ને વાલકાની ખબર કાઢી જતા. પશાના ઘરે લાંબી બેઠક થઇ તેમાં વાતો થતી રહી પણ મથુરીને મનમાં મૂંઝવણ હતી એટલે ઉભરો ઠાલવતી બોલી.

''માતા માતા (ચરબીના ભરેલા) લડાય આપડે હું?''

અંદર અંદર વાતો થતી તેમાં કહેતા કે સામાન્ય બાબતને પણ શહેરમાં રહેનારા ધર્મ અને જાતિની રીતે જુએ છે અને આવા ઝઘડા થાય ત્યારે મારામારી કે કાપાકાપી થાય છે. એક બીજાના વાર તહેવારમાં પણ ખૂનખરાબી થાય છે. શહેરમાં ખાસ કરીને મંદિર મસ્જિદ કે ધર્મ ના નામે તોફાનો થાય ત્યારે એની ભયંકરતાને વર્ણવી ન શકાય તેમ કહી આશ્ચર્ય પામતા ને બીજાને માહિતગાર કરતા. વાલકો પડ્યો પડ્યો આ બધી વાતો સાંભળતો તે વિચારીને કણસતા અવાજે બોલ્યો,

''ઇ તે ધરમ નાળા ગણીલા પુણ માણહ તે ઇક્જકે, સેરવાળા બીઠા બીઠા મુટી પટલાઇ કરે. ફ્લાણા ઇમ ને ફ્લાણા તીમ પુણ અરે ભાઇ તમુ માણહ સે તી કીમ ભુલો સે !''

વાલકાની વાતમાં મથુરી સંમત થઇ તેણે માણસ જાતની ભાગલા પાડવાની વૃત્તિને

જ જવાબદાર ગણીને માણસ ને દોષ દેતાં કહ્યું,

''માણહ કોઇ દિ કુઇનું થાયું નથી અન થાએ ની. સાંદો કે સૂરજ કુઇ દન ઇમ નથ કીતા કે ઇતરા મારા સે ઇનાં ઇપેર ઈજવાળુ પાડું અન બીજાન ઈંદારામાં રાખું. ઇતે બધે ઝગઝગે સે.''

મથુરીની વાત સાંભળી પશો બોલ્યો,

''આપું મનખ જાતના સે. આપડો કુઇ ધરમ નથી. આપડા માંથા કીતરાક ખ્રિસ્તી, કીતરાક મુસલમાન અન કિતરાક હિન્દુ થાયા સે.'' પશાની વાત પૂરી થઇ ત્યાં વાલસીંગે ટાપશી પૂરી,

''બાપ એક પુણ બેટા નાળા નાળા સે, ઇનાંનો મેળ નથ બીહતો ઇતરે ઇ લડાય સે.''

વાલસીંગની વાત સાંભળી મથુરી બોલી,

''તારું મારું કરી કરીન દનગ્યાંન વગાડી મીલી, વાટીન ખાવેની તે વાત કોન કરતા.''

વાલસીંગને રસ પડ્યો તે વચ્ચે બોલ્યો,

''અન હાઉ તે સેરમાંથુ ગામડામાં આયુ સે. મન તે ધરમને નામે ધર્તિંગ લાગે સે.''

વાલસીંગને જવાબ આપતી મથુરી બોલી,

''ધરમ નામનુ ઉમાડગ્યું કુઇક દન ગામડામાં સાપી દીહે ત આખી દનગ્યાં લડાઇ લડાઇન ખતમ થાઇ જાવેનીસે, પલીકો પડે ઇતરી વાર.''

પશાએ પણ વાત ઝીલી લીધી ને બોલ્યો,

''લડાઇ થાઇ જાય પસી ગમે ઇતરો મેળ કરાવો, હંદાવેનુ કોન. સલંગ ઇ સલંગ, થીગળું મારીલુ વળખાઇ જાય.''

મોડે સુધી વાતો ચાલી. રાત્રે ઉંઘમાં મથુરીને ગાડીનું સપનું આવ્યું. વાલકા જોડે ગાડીમાં બેસી મથુરી બજાર ચાલી. મોટા પાઘડાવાળો વાલકો એની બગલમાં બેઠો તે ઠઠ્ઠા મશ્કરી કરતો ને મથુરીને ચીડવતો, મથુરી રીસાતી ત્યારે માથાપર હાથ ફેરવીને મથુરીને મનાવતો, કેટલાંક છુપાં ગલગલીયાં કરતો, ઉંઘમાં પણ મથુરી ઉંહકારા ઝીલતી. વળાંક લેતી, ઢોળાવ ચડઉતર કરતી ગાડી બજારમાં પહોંચી ને ધક્કા સાથે ઉભી રહી. વાલકાએ મથુરીનો હાથ પકડી ગાડીમાંથી ઉતારી. નીચે ઉતરીને પણ વાલકાએ મથુરીનો હાથ પકડી રાખ્યો એટલે મથુરીએ વાલકાને ધક્કો મારી હાથ છોડાવ્યો. ધક્કો મારવા જતાં મથુરીની ઉંઘ ઉડી ગઇ એટલે સફાળી બેઠી થઇ ગઇ. બેઠી થઇને વાલકાના ખાટલામાં

નજર નાખી. વાલકાને જોઇ થોડીવાર હાલ્યા ચાલ્યા વગર બેસી રહી. નજીકમાં મોતિયો કૂતરો સૂતો હતો તે મથુરીને જોઇ બેઠો થઇ ગયો, તેણે પણ આજુબાજુ જોઇને પોતાના કાન ફફડાવ્યા ને પાછો બે પગ વચ્ચે માથું રાખી સૂતો. મથુરી વિચારમાં ને વિચારમાં આડી પડી પણ ઉંઘ ન આવી એટલે રાત્રે ટળવળ્યા કરી.



વાલકાની વહુ મથુરી વાલકાની બીમારીમાં અર્ધપાગલ જેવી થઇ ગઇ. પશો વાલકાને બતાવવા અનેક જગ્યાએ લઇ જતો. ત્યારે મથુરીની ઇચ્છા હરહંમેશ તેની સાથે જવાની રહેતી પણ ઘરમાં કોઇ માણસ નથી અને સાસુ જીવતી રહી ત્યાં લગી સાચવવાની જવાબદારી માથે રહી એટલે જવાનું ટાળતી. બબ્બે માણસ ઘરમાં બીમાર તે મથુરીથી સહન ના થતું. વાલકાના ખાટલા પાસે કાયમ બેસી રહેતી અને વારે ઘડીએ વાલકાના મોઢા તરફ તાક્યા કરતી. વાલકાને કાયમ ખાંસી આવતી એટલે ખાંસી ખાતી વખતે થતી વેદના જાણે મથુરી ભોગવતી હોય તેમ તેનું હૈયું દબાઇ જતું. વાલકાને દરરોજ ભીના કપડાથી પુશી લેતી, હાથ પકડી ચાલવામાં મદદ કરતી. બંધન અતૂટ રહે તે માટે તો એણે માતાજીની માનતા રાખી હતી એટલે મથુરી માતાજી પર વિશ્વાસ રાખતી. માતાજી મારું ઘર ઉમંગથી ભરી દેશે એવા વિચારોથી કેટલીક વખત કામ કરતી કરતી ઉછળી જતી. દિવસે દિવસે વાલકાની બીમારી વધતી ચાલી. વાલકાનું શરીર લેવાઇ ગયું. બીમારીથી વાલકાએ ઘરનું તેમજ ખેતરનું કામ પડતું મુક્યું, એટલે મથુરીએ સંભાળ્યું. તે કેટલીક વખત ખેતરમાં જઇ ઉભી રહેતી. ખેતીમાં તેનું ખાસ ધ્યાન ન રહેતું એટલે ફસલ ઓછી આવતી. પશો કામ કરતાં થાકી જતો તે વાલકા પાસે આવીને બેસતો. તેમનાથી બહારનું કામ ન થતું. ઉંમરથી પણ થાકી ગયા એટલે બધી જવાબદારી મથુરીને ભાગે આવી.

પશાના ખેતરને અડીને તેમના ભાઇ લાલસીંગનું ખેતર, ત્યાં લાલસીંગની પત્ની રમલી આવ્યાં કરતી. રમલીના ચાર દિકરા જુવાનજોધ પણ આળસના અખાડા અને માયકાંગલા. રમલી કેટલીક વખત સોટી લઇને તેમની પાસે કામ લેતી. કામમાં તેમને ફાવટ ન હતી. પણ શિખવાડવા રમલી નવી નવી તરકીબો અજમાવતી. એના સંતાનો પાગલ જેવા હતા. ખેતરમાં નિંદામણ માટે રમલી પોતાના દીકરા લઇને આવતી ને કામ

સોંપતી. ત્યારે નિંદામણ સાથે પાકનો પણ ઘાણ કાઢી નાખતા. રમલી ખેતરના શેઢે આવી ત્યાં મથુરી સામે મળી, રમલીને જોઇને મથુરીએ મોં મલકાવી કહ્યું, ''તાજુ સે કે મુટાં?'' રમલીએ જવાબ આપ્યો, ''કિમ તમાર હું કામ સે. તમું તમારું હમાળોન. બિજાની ચંત્યા તમું હું કામ કરો. અન તાર હાહુ ને લીધે મારે કિતરું હાંમળવું પડ્યું. તમુય કાં બોલવેનું રાખ્યું સે. લાજ વગરનાં હામાં સાલીન બુલવા આવે. તમાર હાતી કુણ વિવાર કરે. તમારા ઘરનું દુઃખ પારકાન લાગી જાય ઇવુ સે. તમારતાં કુણ આવે...'' રમલી કહેતી ચાલવા માંડી. મથુરીએ સામો જવાબ વાળ્યો, ''ઇ તે વારા ફીરા સે, આજ હમારતાં મંદવાડ સે કાલ ઉઠીન તમારતાં આવહે. ઇ કોઇના હાથની થુડી વાત સે.''

રમલી ઉભી થઇ ગઇ. એને તો એમજ કે, મારા સવાલનો જવાબ ન આપે પણ મથુરીએ જવાબ આપ્યો તે એને ખટક્યું. એટલે કહ્યું, ''તું આજકાલની આવેલી તન હું ખબર પડે કુના સવાલનો તું જવાબ આલે સે? પસાન તિ મેં ઘણી વખત કિદુ તુ કે તાજે ઘેરથી વઉ લાવવેની, ઝીવા તેવાની ઘેરમાં ની ઘાલી દેવેની ! એકનો એક સે ઇમ કરીન ઘણાં મરે. અન તિવું થાયું. બુલવે સાલવેની થોડી હરમ રાખ.''

મથુરી ઉભી રહી ગઇ અને કહ્યું, ''મુટાંની હરમ રાખતાં આવડે સે. ઇતરે હમણાં કંઇ નથ કિવું.''

રમલીએ મોઢું મચકોડતા કહ્યું, ''તું હું કિવેની, અન તે પાસી મન કિવાવાળી. કાલથી મોડું ની વતાડતી. મારી વાટમાં ની આવતી. વાંજણી રાંડ, હાહુન પુરી કર દીધી અન પુતેના ધણી ઇપેર બેઠી સે. ઇન પૂરી કરીન પસી હુ કરવેની, પસતે લુકાં ભાઠા મારતાં મારતાં મીલી આવહે. તાજુ ની જાણતી વે. સાંની સપની થાઇન પડી રેને. રીવાય ઇતડા દાડા રે નીત લુકાંન ખબર પડી જાહે ત હમણાંથા નહાડહે.....'' મથુરીને આખા શરીરમાં વીજળીનો પ્રવાહ વહી ગયો. વીજળીથી લોહી બળી ગયું, કાપો તો લોહી ક્યાંથી નીકળે. પોતાની સાસુ અને પોતાના પુરુષનો ભોગ લેવાનું આળ રમલીએ મથુરીને માથે મૂક્યું. રમલી છાની છપની બધાંને કહેતી ફરે તેની પણ મથુરીને ગંધ આવી ગઇ હતી, અને ઝઘડો કરે તો મથુરીની આબરું જાય તેમ હતું એટલે મોઢામાં આવેલા થૂંકને પેટમાં ઉતારી ગઇ. પોતાના ધણીનો ભોગ પોતે લેવાની એવું સાંભળ્યું અને એનું હૈયું એક ઘડી રોકાઇ ગયું. પોતે જવાબ આપતા ગુંચવાઇ. પોતાને જ ડાકણ ગણી, હવે શું કરવું. જવાબ ન મળતા મથુરી ગૂંચવાડામાં પડી. અને તોતડાતી જીભે જવાબ આપ્યો,

''ઝીમ તીમ હુ કામ બોલોસે, જરીક વસ્યાર કરીન બુલો, તમું તે વળ અવળું બુલો સે.'' રમલી સાથે જુવાન દીકરાઓ આવતા હતાં. રમલી આગળ ચાલતી, પેલા પાછળ હતા તે આવી પહોંચ્યાં. તેમને નવાઇ લાગી કે આજ કેમ એકાએક વાતો કરવા માંડ્યા. ઉભા રહીને સાંભળ્યું ત્યારે ખબર પડી કે, આ તો ગંભીર મામલો છે. બધાથી પાછળ આવનાર સૌથી નાના દીકરાએ માટીનું ઢેફું હાથમાં લઇને માર્યું. તે મથુરીના બદલે રમલીના માથામાં વાગ્યું. રમલીને તમ્મર આવી ગયાં. બૂમ પાડી ઉઠી. આજુબાજુનાં ખેતરમાં કામ કરવાવાળા દોડી આવ્યા. રમલીને બેઠી કરી પાણી પાયું, તે વખતે મથુરી ત્યાંજ ઉભી રહી એટલે મથુરીએ એની પર મેલી વિદ્યાનો પ્રયોગ કર્યો હશે આવું વિચારતા અને આવી સ્ત્રીને જો કાંઇક કહીએ તો આપણા પર એ પ્રયોગ કરે તો ! અંદર અંદર ગણગણીને ચૂપ રહ્યા, મથુરી ચાલવા માંડી. એકઠા થયેલા મોટેથી વાત કરતાં તે ભાન આવતાં રમલી સાંભળી ગઇ. પોતાના મતને બળ મળે છે તેમ માની મારને ભૂલી ગઇ ને લોકો આગળ જુઠાણું ચલાવ્યું, ''મથુરીએ મારા પર મેલી વિદ્યાનો પ્રયોગ કર્યો.'' વાતે વાત ગઇ, મથુરીને લોકો શંકાની નજરે જોતાં થયાં.

મથુરી ખેતરથી ઘરે આવી. માથા પર ઘાસનો ભારો હતો તે આંગણામાં નાંખી મોઢું હાથ પગ ધોઇ બોલ્યા ચાલ્યા વગર ઘરમાં દાખલ થઇ ગઇ. પશાકાકાનો જીવ અધ્ધર થઇ ગયો, નક્કી વહુને કંઇક થયું છે. કોઇએ કંઇક કહ્યું હોય નહીતો આમ ન થાય. બોલ્યા વગર ના રહે. પશાએ બુમ પાડી, ''વઉ...ઓ વઉ... કિમ બુલ્યા ચાલ્યા વગર ઘરમાં ભરાઇગ્યા. કુઇકી કંઇક કીધુ કે હું ?'' મથુરીએ ધીરે રહીને જવાબ આપ્યો, ''ના મન કુણ કે આપડતે આપું ભલાન આપડું કામ ભલું.'' ''વઉ તુ ખુટું બુલે સે તમારી બુલી કેસે કંઇક તે થાયું સે.'' મથુરીએ ખુલાસો કર્યો ને કહ્યું, ''થાય તે હું પણ લાલસીંગ મુટાન તાના ખેતરમાં આયાં તી કંઇ ન કંઇ બકતાંતાં...'' પશો ઉભો થઇ ગયો. વાલકાએ ખાટલામાં પડ્યાં પડ્યાં સાંભળ્યું અને કરંજતા અવાજે કહ્યું, ''મન જરીક તાજો થાઇ જાવા દે, પસી તમારી વાત સે. વરહુનાં લડાઇ કરે સે, તાજો થાંઉ ઇતરી વાર સે એનાન તે ઝટકાવી નાંખુ ઇમ થાય સે. મારા હાહરા કુઇનું હક્ક ભળાતું નથી ઇતરે બબ્યા કરે.'' પશાએ શાંત પાડતા કહ્યું, ''સોન બળતા તમુ હીનાની વાયણી હુ કામ લાગે સે હી કે બધા હરકા સે, સ્યાર સુરા સે તી ઇમને ઇમ ફરતાં ફરે સે, .... કુઇ સુરી કોન દીતુ તી ઉસું દખશે.'' વાલકાએ કહ્યું, ''ઇતે નહકાળા ગાંડાસે ઇનાંની કુણ આલે, ગાંડી પણ ઇનાન તા આવવા ની તીયાર થાય.'' પશાથી ના રહેવાયું ને પુરેપુરી

વાત જાણવાં મથુરીને બહાર બોલાવી, ''વઉ તન હું કિદું અઇ બારતી આવીન કે.'' મથુરી બહાર નથી આવતી અંદરથી જવાબ આપે છે, ''ઇ તે મારા મનમાં ગાઠ વળી ગઇ. ઇતરે હમણાં તે નીં પુણ માણહની જરીક તાજો થાય જાવા દો પસી ઇનાની વાત.'' વાલકાએપણ સૂર પુરાવ્યો, ''મન તાજો થાઇ જાવા દે પસી ઇનાંતે હુ ધીમણાં હેડ નાખવાનો સે.'' પોતાના સસરાને મથુરીએ કહ્યું, ''હાહરાજી તમું ઇને તાજા દવાખાને વતાડો, રુપય્યા નીં નિકળતા વેત મારાં ગરીણાં વીસી દો, થુડા મારા બાનતાંથી લી આવહુ પુણ દવાખાને વતાડો. ઇન તે ઘાંહ આયાં કરે સે, અન દની દની વદતી જાય સે, તમુ દુરો કરાવવા પૂંજારાન ખોળતા ફરો ઇના કરતાં દવાખાને વતાડો. ખરસો તે બદ્દે હરકો થાવેનો.'' પારસીંગે મથુરીને જવાબ આપ્યો, ''વહુ દવાખાને વતાડ્યું ઇમાં તે ગુવાઇગ્યું વે ઇમ મન તે લાગે સે, કંઇક કરીલુ વે તી દવાખાને ના મટે. પૂંજારાને વતાડું સે તી કે સે કે આખું ઝોડ મિલીલુ સે, તર દવાખાને કાંથી મટે. ઇન તે પૂજારા કન મંડોળ કરાવવુ પડે. ઇમ થુડાં દુખાં મટે.'' મથુરીથી ના રહેવાયું, ''દુરા બાંદી બાંદીન ઇ તે લાંબુ કર્યું. ઇનાથી કાંઇ ફિરતે પડતો નથી પસ કુની વાટ જુવેની.'' પશાએ એનો જવાબ આપ્યો, ''દવાખાને મટે ઇવું નથી. ઇ તે ભૂગ માંગે સે.'' મથુરીએ જવાબ વાળ્યો, ''મર્યા તમારા ભોગ, અંગરુગ વે તી દુરાંથી મટતો હે, કઇક દવા પીટમાં પડે તર રુગ મટે કે, દુરાથો કે ભુગ આલીલો ડીલની હું ફાયદો કરે. દવા દારુ વેત હાળુ દખ ધીમું પડે.'' પશાને લાગ્યું એટલે કહેવા માંડ્યો, ''કાલનો કાલ પૂજારો બિહાડુ મંડોળ કરાવુ, તાજો ની થાય તર મન કિજો.''

વાતો થતી તે વાલકો સાંભળ્યા કરે, ઝીણું ઝીણું એ રડે. મથુરી કે પશાને ખબર ના પડી. મથુરી પર વાલકાને વિશ્વાસ હતો. પિતાની એને હૂંફ હતી, કોઇને કાંઇ ન કહયું. એને એમ કે થોડું સહન કરી લઇશ પછી તો સારું થઇ જશે ને. વારંવાર ખાંસી આવ્યા કરતી, ખાંસીમાં ગળફા આવવા લાગ્યા તેમ તેમ વાલકો વધારે સુકાતો ગયો. અશકિત આવી એટલે વાલકો મોટે ભાગે પથારીવશ રહેતો, માંડ માંડ ખાટલામાંથી ઉઠતો. ફરવા જતો ને ચક્કર આવતાં એટલે ફરવાનું કે આંટા મારવાનું એણે બંધ કર્યું. એક બાજુ પડખું ફેરવીને ખાંસી ખાયા કરતો, રાતોના રાતો ઉજાગરા કરતો ને કરાવતો.



ગામમાં સાંજે ઓટલા બેઠક થતી તેમાં જવાનું પશાએ બંધ કર્યું ને પોતાના ઘરના આંગણામાં વાલકાનો ખાટલો રહેતો ત્યાં પાસે બેસી રોજ વાલકાને સારો થઇ જવાનાં આશ્વાસન આપતો. મથુરી કે વાલકાને ખબર ના પડે તેમ પૂજારાની ભાળ મેળવતો ને તેની પાસે જઇ દોરો કરાવી લાવતો. પૂજારામાં એને શ્રદ્ધા હતી. પશાની પડોશમાં રહેતો વાલસીંગ સાંજે પશા પાસે આવતો ને લાંબી બેઠક થતી. કોઇક વખત મથુરી પણ આવીને બેસતી ને વાતોમાં રસ લેતી. વાલકાની બીમારીથી મથુરી મનમાં મુંઝાયા કરતી. એની ઇચ્છા તો વાલકાને દવાખાને લઇ જવાની હતી પણ વડીલોની મંજુરી જરૂરી હતી. વડીલો કદાચ ન માને એવા ડરથી ઘણા સમયથી કહેવાનું ટાળતી ...અને ધૂંધવાયા કરતી. વાલકાને થોડી થોડી વારે ખાટલામાં બેઠો કરવામાં આવતો. મથુરી રસોડામાંથી વહેલી પરવારીને બેઠકમાં હાજર થઇ ગઇ, લાગ મળે તો પશા પર દબાણ લાવવું ને વાલકાને દવાખાને ભરતી કરવા લઇ જાય એવું કરવાનું મનોમન નક્કી કર્યું ને વાત શરૂ થાય તેની રાહ જોઇ બેઠી. વાલકાને ઓચિંતા ખાંસી આવી એટલે એને પકડીને બેઠો કરવા દોડી. બેઠો કરતાં એ બોલતી હતી, ''ખો... ખો... ખો... કરીન આખું ઘર અધ્ધર કરી મેલ્યું પણ હુદ્દરવેનું નામ નથી લીતા. કાં હુદ્દી તમું ઘરમાં પડ્યા રીવેના..'' વાલકાએ સામે પૂછ્યું, '' કાં મુકલે સે ... પૂજારા પાહે કે દવાખાને? ''

''દવાખાને.''

મથુરીનો જવાબ સાંભળી વાલકો બોલ્યો,

''દાકદાર વાળગહે.''

''સોન વળગતો. હામળવું પડહે ઇ કે, તાજુ તે થાય.''

''લુંકા હું કિહે''

''લુંકાની ફીકર હું કામ કરો સે... તમારી કરોન.''

''પૂજારે ના કિદુ સે.''

''પૂજારાનું નથી હામળવુ.''

''દવાખાને જાહુન ગુવાઇ જાહે તર..''

''કઇ નથી ગુવાતુ. ઇ તે કીવેની વાતો સે.''

''કઇ આડું અવળું થાય જાય ઇની સમક લાગે સે.''

''કઇ નથી થાવેનું. દવાખાને ચાકરી થાહે તી થુડા દનામા તાજા થઇ જાહો.''

વાલકાએ મથુરીને જવાબ આપ્યો,

"હુ કા ના પાડુ સે?"

જવાબ સાંભળી મથુરી બોલી, "કાલ ના કાલ જાતા રીહુ."

વાલકાને જોર ચડયું એટલે બોલ્યો,

"તુ હમદા તીયાર રાખજે."

વાલકાની તૈયારી જોઇ મથુરી ખુશ થતાં બોલી,

"આપડ હું હમદા, બીજાં લુકાં જેવું થુડું સે તી ગણી ગણીન લેવું પડે."

વાલકાએ ખર્ચ થશે તેવી ચિંતા કરતા કહ્યું,

"રુપગ્યા કાંથી લાવહું?"

મથુરીએ જવાબ વાળ્યો, બંનેની વાતચીત લાંબી ચાલી,

"દાખુલ થાગ્યે પસી વાત."

વાલકાએ જવાબ આપ્યો,

"રુપગ્યા વગર દાખુલ ની કરે."

મથુરી બોલી, "દાખુલ થાય ઇતરા આહે પાહેથી કર લાવહું."

વાલકાએ કહ્યું, "બીલ વદાર થાહે તર રુપગ્યા કાંથી લાવહું?"

મથુરી બોલી, "ઇની ફિકર નથી કરો મારા ગરીણાં..."

કચવાતા મને વાલકો બોલ્યો,

"પુરા નીં થાંહે તર..."

જવાબમાં મથુરીએ કહ્યું, "વિયાજ્વા કાડ્હું."

વાલકાએ કહ્યું,

"દિવું થાહે તી.."

મથુરી- "સોન થાતું."

વાલકો- "ધુવાહેનીં."

મથુરીએ કહ્યું, "મિનેત મજૂરી કરીન ધોઇ કાડ્હું."

મથુરીનો જવાબ સાંભળી વાલકાએ કહ્યું,

"મનતે વદાર દિવું થાય ઇની સમક લાગે."

વાલકાનો જવાબ સાંભળી મથુરી બોલી,

"લુકમાં બદાન લીણું થાય, આપું નવાઇના નથી, જીવતા જાગતા રીહું કમાઇ ખાહુ. જનમારો એક વખત મળ્યો, હું લીન જાવેના સે?"

વાલકાને પાણી પાયું એટલે ખાંસી ધીમી પડી. મથુરી એની સામે બેઠી. પશાને ખર્ચનો ડર લાગે તો તેની વ્યવસ્થા પોતે કેવી રીતે કરવાના છે તેની ચોખવટ કરી લેવા ને આમ કરવાથી પોતાના સસરા પીગળે તો પોતાના પતિને તાત્કાલિક દવાખાનામાં ભરતી કરવા મથુરી તૈયાર હતી. વાલસીંગને આવતાં જોઇ પશો ચલમ ભરીને ઘરમાંથી બહાર આવ્યો તે વાલકાના ખાટલા નજીક વાલસીંગ આવીને બેઠો તેની જોડાજોડ બેઠો. મથુરી ઉભી થઇને પાણીનું પવાલું ઘરમાં મૂકવા વળી તે પણ પાછી આવીને વાલકાના ખાટલાની સામેની બાજુ બેઠી. વાલસીંગ વાતની શરુઆત કરે ને પશાને કહે છે, ''તું અસલ તપાહ કરાવ મન વીમ સે કે ઘાંહ આવે સે ઇતરે ભીળું ભીળું સુકું તે નથીને!'' ''ના સુકું અન મેલું ભીળુ ની થાય.'' વાલસીંગ એ કહ્યું, ''ઘાંહ કીમ આયા કરે?'' પશાએ જવાબ આપ્યો, ''ઇતે ઘાંહ મિલિલી વે ઇતરે ખો ખો થાયાં કરવેનુ, આજ પાશો ઇનો દુરો કરાવુ.''

વાલકાએ પડખું ફેરવ્યું. પશો અને વાલસીંગ બેઠા તેમની સામે ફરીને બોલ્યો,

''દુરાથી ફીર નથી પડતો મન દવાખાને.....'' આટલું જ બોલી વાલકો બંધ થઇ ગયો. પશો ચલમ ને પોતાની બાજુમાં ખંખેરતા બોલ્યો, ''ઘાંહ સે દવાખાને થુડી ટાડી પડે?''

મથુરીથી ના રહેવાયું તે વચ્ચે બોલી, ''કુઇ પણ હિસાબી કાલનો કાલ દવાખાનામાં દાખલ કરો, ડીલ લિવાઇગ્યું તા હુદી દુરા.....''

પશાએ એને તતડાવી, ''તમું આજકાલના..... તમુન હુ ખબર પડે!''

વાલસીંગ વચ્ચે પડ્યો અને સમજાવવાનો પ્રયત્ન કર્યો. બંને પક્ષને સાંભળીને કહયું કે બે બાજુની સારવાર કરાવો. બેમાંથી એક નો ગણ લાગી જાય એટલે સારું થઇ જાય. પણ પશાને પૂજારા પાસે ખાંસી નો દોરો કરાવવાની ઇચ્છા હતી એટલે કહયું કે મને પહેલાં દોરો કરાવવા દો, દોરો કરતાં સારું ના થાય તો દવાખાને લઇ જઇશું. પણ મથુરી ના પાડતી હતી, તેણે દવાખાને લઇ જવાનો આગ્રહ કર્યો ને કહ્યું કે પહેલાં દવાખાને લઇ લો, તમારે જો દોરો કરાવવો હોય તો દવાખાનામાં રહીને પણ કરાવી શકાય. પશાને મથુરીની સલાહ ના ગમી, વાલકા તેમજ મથુરી બંનેને ઉદ્દેશીને પશો બોલ્યો, ''મુટાં બુલતાં વે તર વસમાં ની બુલવેનું. તમાર કરતા વદાર ખબર સે.'' વાલકાને દવાખાને લઇ જવા મથુરીએ રોક્કળ કરી મૂકી, વાલકો પડખું ફેરવીને રડતો રહ્યો. પશો પોતાના નિર્ણયમાં મક્કમ રહ્યો. મથુરી દલીલો કરીને થાકી ગઇ. વાલસીંગ વચ્ચે બોલતો તેને

દવાખાને થનાર ખર્ચને કેવી રીતે ઉપાડી લેવાની છે તે બતાવતી. પશો તેમજ વાલસીંગ બંને માની જશે એવો મથુરીનો અંદાજ ખોટો પડ્યો. દવાખાને જવાની પશાએ ઘસીને ના પાડી દીધી. મથુરીને ડુમો ભરાયો ને ડુસકું આવ્યું તે જોઇ પશો એના પર ઉકળી ઉઠયો અને કહ્યું કે ''મોટાની વાતમાં માથું ના મારવુ.'' મથુરી આખી રાત ટળવળતી રહી. એને ડર લાગતો હતો, એ ફફડી જતી. વારે વારે ઉઠીને વાલકાના ખાટલા સામે જોયા કરતી. સવારમાં વહેલી ઉઠીને ઘરના કામમાં મન પરોવવા મથતી. પશાએ સવારમાં પૂજારા પાસેથી દોરો લાવીને વાલકાના હાથે બાંધ્યો ત્યારે વાલકો ઉંચો થઇ ને બોલવા ગયો પણ અટકીને પાછો પથારીમાં સૂઇ ગયો. કંઇ થયું જ નથી એમ આખું ઘર શાંત રહ્યું.

મથુરીને હરતા ફરતા રમલી યાદ આવતી. પોતાના પતિ માટે રમલીના મુખે સાંભળેલા વેણ એને તાજા યાદ રહ્યાં તે વાગ્યા કરતાં. બીજી બાજુ વાલકાની બીમારી લંબાઇ તેનું એને દુખ હતું. વાલકો સારો થઇ જાય પછી રમલી સાથે બાથ ભીડવા તૈયાર છે પણ વાલકાની બીમારીએ એને નિરાશ કરી. રમલી હરતા ફરતા મથુરીની વાતો કરતી ફરે છે એવું કોઇકની પાસેથી સાંભળતી ત્યારે એનું હૈયું ભરાઇ જતું. વાલકાને દવાખાને લઇ જવા તૈયાર હતી પણ પોતાના સસરાનો આગ્રહ પૂજારાને બતાવવાનો હતો, એટલે વાલકાને દવાખાનાની સારવાર નથી મળતી તેનું એને દુખ હતું. રમલીના વાક્યોનો ચચરાટ મટે તેમ નથી. વાલકાને દવાખાને ભરતી કરતાં સમાજના વડીલો નડે છે. બીમારી લંબાય છે તો રમલીના બોલ સંભળાય છે.



રમલી પર મેલી વિદ્યાનો પ્રયોગ થયો તે વાત વાયુવેગે ગામમાં પ્રસરી. ગામલોકો મથુરીને શંકાની નજરે જોતા. રમલીએ એના નાના પુત્રને ખાટલા સાથે બાંધીને ફટકાર્યો એટલે બાકીના ત્રણ ગામ છોડી ભાગ્યા. લાલસીંગને ખબર પડતાં પૂછપરછ કર્યા વગર નાનાને છોડાવી ગયો કેમકે આવું તે ઘરમાં થયા કરતું. રમલીના ભાઇની દીકરી મણી છાસ લેવા આવી તેને રમલીએ આગ્રહ કરી રોકી. તેણે જમવાનું બનાવ્યું.

રમલીને સોજો આવ્યો, અરડુસીનાં પાન લાવી તે મણીએ ગરમ કરીને બાંધી આપ્યાં. માથે પાટો બાંધવા જતાં મણીનો હાથ રમલીના માથા સાથે દબાયો, એટલે રમલીને

ઉંહકારો થયો. ઢીમચું હજી ઓગળ્યું નથી. આખીરાત માથામાં સણકા થયા પણ રમલી ખુશ હતી. રાત્રે નાના બાળકોને વાર્તા કહેતી હોય તેમ રમલીએ મણીના કાનમાં ખેતરવાળી ઘટના ભરી. મણી ઉંમરમાં આવી એટલે એની વાત લાલસીંગ વાલકા માટે લાવ્યો હતો. સુંદરલાલશેઠને ત્યાં ધાબું ભરાયું તે વખતથી મણીએ વાલકાનું મનમાં મંડોળ કરી નાંખેલું. વાલકાને એ જાણતી હતી અને નવી વાત સાંભળી ત્યારે મનમાં ગાળ દીધી. ''મારા જલમ જલમના વેરી ભગવાંન… તારું નાખાખુજ જાય, મન તે ભીળી થાતાં ટાળી પુણ એના જીવતરમાં કાં ઉમાડ્યું મેલ્યું. … તારો નિયા કિવો સે? ..લુકાંનાં કાળજાં બળેતી તન… પડતાન પાટુ મારે તી કિવી…''

ઉઠીને પાણી પીધું પણ ઘુંટડામાં વાલકો ભળ્યો. એટલે આખી રાત ટળવળી. રમલીનું ઢીમચું સવારમાં બેસી ગયું. રમલીને પડેલી જોનારા મથુરીનું નામ લેતાં ફફડતા. કેટલાકે ખેતર આવવાનો રસ્તો છોડી દીધો. એકલદોકલ કામધંધે જતાં રસ્તામાં મથુરીનું નામ યાદ આવી જતાં કેટલાક પાછા વળી જતા. કૂવાપર પાણી ભરવા આવતી મથુરીને જોઇ કેટલીક સ્ત્રીઓ ખાલી બેડાં લઇ પાછી વળી જતી અને મથુરી પાણી ભરીને જતી ત્યારે સપાટાબંધ આવીને પાણી ભરી જતી. સાંજે ઓટલા બેઠકોમાં મથુરીનું નામ ચર્ચાના કેન્દ્રમાં રહેતું પણ રમલીનો સ્વભાવ જાહેર હતો. એના સ્વભાવે તો ફળિયાનાં કૂતરાં એના આંગણામાં જતાં વિચારતાં. કેટલીક વખત સૂતેલાં કૂતરાં રમલીનો અવાજ ઓળખી ઉછળી જતાં. ગામમાં બે પક્ષ ઉભા થયા. પશાકાકાનો પક્ષ મજબુત પણ રમલીવાળી ઘટનાથી એ પક્ષ ઢીલો પડ્યો. આવી વિદ્યાને કળી ન શકાય કે એનાં પારખાં ન થાય એવા વિચારે નબળો પડ્યો ત્યાં રમલીના પક્ષને બળ મળ્યું તે ફૂલ્યો. અંદરખાને બેઠકો થતી પણ કોઇનું નામ બહાર આવી જશે એવા ડરથી કોઇ વાત કરવાની હિંમત ન કરતું. રમલીને આગળ કરી મથુરીને પાઠ ભણાવવાનું કેટલાક વિચારતા, ગામમાં ટોળિઓ થતી, કંઇ નિવેડો લાવ્યા વગર વિખેરાઇ જતી. કેટલાક દિવસ આમજ ચાલ્યું. ઠંડું પડતું લાગતાં પશાકાકાના ખેતર નજીક જેમનાં ખેતર હતાં તેમણે માથાં ઉંચક્યાં, મથુરીને ખેતર પર આવતી અટકાવવા મંડળી બનાવી વાતો કરતા.

રમલીએ મણીને પાણી ભરવા મોકલી તેનો મથુરી સાથે કૂવાપર ભેટો થઇ ગયો. સુંદરલાલશેઠને ત્યાં ધાબું ભરાયું ત્યારે જોડાજોડ રહી તગારાં ઉંચકેલાં એટલે એકબીજાને જોતાં ખુશીના માર્યા બોલી ઉઠ્યા. મણી વાતે વળગી. રમલી ઘરમાં હતી તે બહાર

આવી ને જોયું તો મણી અને મથુરી વાતો કરતાં દેખાઇ. પોતાનો ભાંડો ફૂટી જશે એવા ડરની મારી ફફડી ઉઠીને બારણા વચ્ચે સંતાઇને બારણાની તડમાંથી જોવા પ્રયત્ન કર્યો. સંતાઇને જોવાનો પ્રયત્ન કરતી રમલીને જોઇને લાલસીંગ વિચારમાં પડ્યો. લાલસીંગ સાથે બોલવા જતાં એ થોથવાઇ એટલે લાલસીંગ ડરનો માર્યો ઉભો રહ્યો, રમલીના કહેવાથી બૂમ પાડી ને મણીને કૂવા પરથી બોલાવી. વાતો કરતાં મણીએ પાણી ખેંચ્યું ને પોતાનું માટલું ભરતાં વધેલું પાણી મથુરીના માટલામાં રેડ્યું. મથુરીએ ઘરે આવવા આમંત્રણ આપ્યું. ઓચિંતુ રોકાવાનું થયું છે અને બીજી વખત આવવાનું થશે ત્યારે મુલાકાત લેવાનું વચન આપી મણી બેડું લઇને કૂવેથી પાછી વળી તે વખતે ફળિયાના માણસો મણીને તાકીને જોઇ રહ્યા. કેટલાક તો એ હમણાં પડી.... હમણાં પડી... એવા હુકારા ઝીલતા. મણીને મથુરીનો વ્યવહાર સારો લાગ્યો. વિચાર કરતી મણી બેડું લઇ ઘેર પહોંચી ત્યારે સંતાઇને જોનારાંએ હાશ ...બચી ગઇ... એવા હાશકારો અનુભવ્યો ને ઘરમાં વળ્યા ત્યાં બીજો અનુભવ થયો. મણી બેડું લઇ ઘરના આંગણામાં આવીને કમરમાંથી વાંકી વળીને બેડા સાથે ઘરમાં દાખલ થતાં એનો અંદાજ ખોટો પડ્યો, અને ઘડો બારણાના ઉપરના ભાગ સાથે અથડાયો. એટલે મણીએ સમતોલન ગુમાવ્યું ને માટલા સાથે નીચે પડી. એને કુખમાં ઘડો વાગ્યો એટલે કમકમાં આવ્યાં. બારણામાં ડાબરું ભરાયું. લાલસીંગ ફફડી ઉઠયો. નાનો બહાર બેઠો હતો તે ખી.. ખી.. ખી.. કરીને હસી પડ્યો. તેને રમલીએ દૂર બેઠા બેઠા મરચાં વાટવાનો ગોળ પત્થર માર્યો, તે ગબડતો ગબડતો નાના પાસે પહોંચે તે પહેલાં ઉભો રહી ગયો. એટલે વધારે જોરથી હસ્યો. રમલીને ખીજ ચડી. તેણે મણીને ખખડાવી. મણીએ પોતાનાં કપડાં નિચોવી લીધા ને ઢળતા પહોરે પોતાને ગામ જવા નીકળી. પોતાને ગામ જતી મણીને જોવા આખું ફળિયું બહાર આવ્યું ને તાકીને જોઇ રહ્યું. રસ્તામાં પડશે જ એવી ખાતરીવાળા સંતાતા સંતાતા અને મણી જોઇ ન જાય એ રીતે મણીને છેક એના ગામના પાદર સુધી મૂકી આવ્યા. લાલસીંગનો નાનો આ સંતાવાવાળાઓને જોઇ ગયો તે એમના પાછળ ને પાછળ ચાલ્યો. મામાને ગામ પહોંચ્યાં જ્યાં અગાઉ આવેલી ટોળીમાં ભળી ગયો. લાલસીંગ અને રમલી આખી રાત જાગ્યાં. ગામનું પંચ ભેગું કરવાની તૈયારી સાથે ઉઠયા. લાલસીંગની ઇચ્છા નથી પણ રમલી આગળ ઢીલો પડ્યો. ફળિયાના પાંચ માણસોને બોલાવી લાવ્યો ને વાત કરી. તેમણે પંચની રજા આપી, એટલે લાલસીંગ પંચને ભેગું કરવા ગામના મુખી પાસે પહોંચ્યો. પોતાના મળતિયા સાથે હુક્કાપાણી

કરતા મુખીએ લાલસીંગને પાસે બેસાડી વાત જાણી. પશાકાકા ગામમાં સારો ન્યાય કરી જાણતા તેમની જગ્યા લેવા મુખીના કેટલાક મળતિયાઓ તૈયાર હતા તેમણે મુખીને મસકા માર્યા. લાલસીંગની હાજરીમાં એલફેલ બોલ્યા એટલે લાલસીંગને સ્થળ છોડી જવાની ઇચ્છા થઇ. પણ પોતે ગુનેગાર ગણાઇ જઇશ એવા ડરનો માર્યો બેસી રહ્યો. રમલી બે માણસ સાથે મુખીના દરવાજામાં પ્રવેશી તે દેખી લાલસીંગ ઉભો થઇ ગયો. ઉભા થઇ મુખી પાસેથી જવાની રજા માંગી ત્યાં રમલીએ થોભી જવા ઇશારો કર્યો. એટલે લાલસીંગ ઉભો રહ્યો. જે દિવસે રમલી ખેતરમાં પડી તેને નજરોનજર જોનારા રમલીની સાથે હતા તેમણે વાતનો ખુલાસો કર્યો. કાજળીનો પૂજારો ગામમાં આવી કાજળી ભરે તે પંચમાં નક્કી થવું જોઇએ, એવી ભલામણ કરી રમલી પોતાના સાથીદારોની સાથે મુખીના દરવાજામાંથી બહાર ચાલી નીકળી. તેની પાછળ પાછળ લાલસીંગ નીચું માથું કરીને ચાલ્યો.



પશો તેમજ હવસીંગ પોતાના ગામના પૂજારાને બોલાવી લાવ્યા. નાનજી ગામનો મોટો પૂજારો ગણાતો. એનું ઘર ગામના છેવાડા ફળિયામાં દૂર એટલે ગામના કેટલાક લોકો એનાથી અજાણ હતા. નાનજી પૂજારો પોતાના સામાન સાથે હાજર થયો. આવીને વાલકાને તપાસ્યો. તપાસીને ઘરમાંથી પાણી ભરેલો કળશ અને મકાઇના થોડા દાણા મંગાવ્યા. કળશમાંથી થોડું પાણી હાથમાં લઇ આડુઅવળું નાખ્યું. કળશની સામે બેસી હાથમાં દાણાં હલાવી જમીન પર નાખ્યાં. બે થી ત્રણ વખત નાખી અંદાજ બાંધ્યો. સુતરાઉ દોરાને ગાંઠો મારી વાલકાના હાથે બાંધ્યો. ઘરમાંથી સળગતા કોલસા મંગાવી ધુપ કરી તે વાલકા સામે હાથ વિંઝીને ફેરવી, પાણીથી ભરેલા કળશના મોઢા પર બે હાથ દબાવી કઇક બોલ્યો ને હાથ છોડી દીધા. બે થી ત્રણ વાર આમ કરી બધાને પાસે બોલાવી બેસાડ્યા ને વાતનો ફોડ પાડ્યો. 'મંડોળ'કરવું જ પડશે ને એના વગર દુખ જાય તેમ નથી, કહીને બધાને તૈયાર કર્યા. મથુરી ઘરમાં બોલતી હતી તે નાનજીએ સાંભળ્યું. મથુરીએ મંડોળની વાત સાંભળી એટલે કહ્યું કે મારી ના નથી પણ પહેલાં દવાખાને બતાવી લાવવા દો. નાનજીએ સાંભળીને પશાને બોલાવ્યો ને મથુરી અંગે પૂછપરછ કરીને માહિતી મેળવી. ફળિયાના લોકો ભેગા થયા તેમણે મથુરીને સમજાવી.

નાનજીએ મથુરીને વાત કરતા સાંભળી એટલે વિચારમાં પડ્યો. બે માણસોને પાસે બોલાવી મથુરીને સમજાવવા કહ્યું કે મંડોળ તો કરવું પડે. આવું કામ અમે વરસોથી કરીએ એટલે અમને વિશ્વાસ છે કહી મથુરીને સમજાવવા કહ્યું. મથુરી નમતું ન આપે તેમ લાગતા પશો વચ્ચે પડ્યો ને મથુરીને આજનો દિવસ થોભી જવાનું કહ્યું. પોતે પૂજારાને બોલાવી લાવ્યો તે પૂજારાનું માન જળવાય તે માટે પણ પશાએ આગ્રહ કર્યો. હા, ના, હા, કરતાં છેવટે મથુરીને માનવું પડ્યું. મથુરી માની ખરી પણ એનાથી ડુસકું ભરાઇ ગયું તે વાલકાએ ખાટલામાં પડ્યા પડ્યા સાંભળ્યું. એટલે એની આંખમાં ઝળહળિયા આવ્યા ને કોઇને ખબર ના પડે તેમ ઝીણુંઝીણું રોયો. એની બંને આંખમાંથી ગંગા જમના નીકળી ગાલ પ્રદેશ વટાવી કુદકા મારી ગઇ. ઓચિંતાનું આંખમાં મરચું પડ્યું હોય તેમ એની આંખમાં ચમચમાં આવ્યાં એટલે લાંબા સમય સુધી એની આંખ ભીની રહી જે સુકાવાનું નામ નહોતી લેતી. વાલકાને અશકિત આવી ગઇ એટલે મથુરી હાલતા ચાલતા સંભાળ રાખતી. થોડી થોડી વારે વાલકા પાસે આવી પડખું ફેરવી આપતી ને જરૂરિયાત પૂછી લેતી. ખાંસી આવતી ત્યારે એને બેઠો કરી પાણી આપતી. વાલકાની નજીક હરતી ફરતી રહેતી. દૂર જવાનું થાય તો વાલકાની સંભાળ કોઇને સોંપીને જતી ને કામ પતાવીને તરત પાછી આવી જતી. નાનજીએ મથુરીને હરતી ફરતી જોઇ, એના વર્તન વ્યવહારથી નાનજીનો જીવ ગભરાયો. સમાજમાં આજસુધી કોઇ સ્ત્રી પેદા નથી થઇ કે જેણે પૂજારાની વિધિનો વિરોધ કર્યો હોય. નાનજી પોતાના ધંધાના ભાવિ અંગે વિચારતો થઇ ગયો. લોકો દવાખાના તરફ વળી જશે તો મારા ધંધાનું શું? ધંધા વગર જીવવું કેવી રીતે? ઘરમાં કે બહાર જે સાહેબી ભોગવું છું તે ધંધાને કારણે જ છે ! મથુરીએ જાહેરમાં પૂજારાનો વિરોધ કર્યો તે નાનજીને કઠ્યું પોતાનું અપમાન થતું લાગ્યું. 'હવે તો મથુરીને નજરમાં રાખીને કોઇક કામમાં એને એવી રીતે ભીડવવી કે, જિંદગીમાં વિરોધ કરવાનું છોડી દે.. આ રીતે પૂજારાઓનો વિરોધ થશે તો એમના વારસાનું ભાવિ શું રહેશે?' એમ વિચારના ચકડોળે ચડ્યો. એક ક્ષણ તો પોતાના મળતિયાઓના જોરે વિરોધ કરનારાઓને ખોખરા કરી નાખવાનો વિચાર કર્યો, પણ એ વિચાર ફેરવી નાખ્યો ને કળથી કામ લેવા વિચાર્યું. આજુબાજુ નજર નાખી જોઇ લીધું, પોતાની નજીક બેઠેલાઓ સાથે વાતમાં જોડાઇને પશાના ઘરની માહિતી ગુપ્ત રીતે મેળવી લીધી. મથુરીની જાણકારી પણ મેળવી. પશાના કુટુંબની વિગતો મેળવતાં લાલસીંગ પોતે તેનો ભાઇ છે તેની સાથે વાતમાં જોડાઇને પશાના ઘરનો વ્યવહાર સારો

નથી, અને ક્યા કારણોસર બે કુટુંબ વચ્ચે મનમેળ નથી તે નાનજીએ કળથી વાત કઢાવીને જાણી લીધું. મથુરીને ફરતાં જોઇને નાનજી પોતાની જીભને વળોચતો ને તક આવ્યે ખબર પાડવાનું વિચારતો. અસંખ્ય તુક્કા એના મનમાં આવીને શમી ગયા. મથુરી જાણે કાચી કેરી હોય અને પથ્થર વડે ફોડી એને ખાઇ જવાની હોય તેમ નાનજી કરડકીથી જોતો. ફળિયાના લોકોએ ભેગા થઇને નાનજીને લીલી ઝંડી આપી એટલે ખુશ થઇ ગયો કેમ કે લાંબા સમયથી એની પાસે કોઇ કેસ નથી આવ્યો. પોતાના સાથીદારોને તરત બોલાવ્યા ને વિધી કરવા જગ્યા નક્કી કરીને બેઠો. ગામમાં કેટલાક કામ નાનજીની હાજરીમાં થતાં. ગામની દાયણો કોઇ સ્ત્રીને સુવાવડ કરવામાં નિષ્ફળ જતી ત્યારે નાનજીને બોલાવવામાં આવતો. નાનજી આવીને બાધા રાખતો ને સુવાવડી સ્ત્રીને તપાસીને એડી દેતો. આમ કરતાં કેટલીક વખત બાળક તેમજ સુવાવડી સ્ત્રીને જોખમ ઉભું થતાં નાનજી સ્થળ છોડી જતો ને પોતે ગુનેગાર નથી કહીને છૂટી જતો. નાનજીએ ઉભા રહીને પશાના ઘરની વ્યવસ્થામાં ફેરફાર કર્યા. વાલકાનો ખાટલો ઉંચકાવીને વિધી કરવાની જગ્યા પર મૂકાવ્યો. ઘરમાં ફેરફાર થતાં મથુરીનું હૈયું ફફડી ઉઠ્યું. એ હીબકાઇ, વાલકાનો ખાટલો ફરતાં એને ધરતીકંપનો અનુભવ થયો. એ ધ્રૂજી ઉઠી. પરાજય પામેલા સૈન્યની ટુકડીનો પકડાઇ ગયેલો યોદ્ધો ડરનો માર્યો કાંપે તેમ એ કાંપતી હતી. વાલકાનો ખાટલો ગોઠવાતાં તે વાલકા પાસે પહોંચી ગઇ ને ખાટલે બે હાથ ટેકવી વાંકી વળીને વાલકાના મોઢા સામે તાકી વરસો સુધી જેની રાહ જોઇ રહી હોય ને જોવાની તડપ લાગતાં થયું હોય તેમ નજર ન હટાવી. ઘરમાં ફેરફાર થતાં વાલકો ગભરાયો. એને ડર લાગતાં મથુરીને વાત કરી એટલે મથુરી નીચું માથું કરીને વાલકાને બાઝી ગઇ. વાલકાની છાતી પર માથું ટેકવી દીધું. ધાણીની જેમ એનાં ડુસકાં ફૂટ્યાં. વાલકાએ ધીરે રહીને મથુરીના માથા પર હાથ મૂક્યો, પણ મૂકતાની સાથે હાથ નીચે સરી પડ્યો તે મથુરીએ પકડ્યો ને હાથ પકડી થોડીવાર બેઠી. વાલકો શાંત થઇ પડી રહ્યો.

થોડીવાર રહી નાનજીએ મથુરીને વાલકા પાસેથી હટાવવા ઇશારો કર્યો. એટલે હવસિંગ આવ્યો, તેણે મથુરીનો હાથ પકડી ઉભી કરીને અંદર રસોડા તરફ મૂકી આવ્યો. રડવાનું ક્યાં સુધી ચાલ્યું હશે કોઇને ખબર ના પડી. નાનજીએ મોટું કપડું મંગાવીને પાથર્યું, તેના પર મકાઇના દાણા નાખ્યા. એના સાથીઓ ગાવા માટે આવ્યા તેમને જગ્યા બતાવીને બેસાડ્યા. મકાઇના દાણાં આડાઅવળા નાંખ્યાં ને નક્કી કરી લીધું. ફરી દાણા ભેગા કરી અગરબત્તી સળગાવી ધુપ આપીને દાણાને વેરવિખેર નાખી દીધાં.

અગરબત્તી જમીનમાં ખોસી દીધી ને સર્વને સંભળાય તેમ કહ્યું. ''કઇ ગ્યા કાકા અઇ સોકમાં બેહો..... વદાઇ મેલવી પહ્હે.....'' પશાકાકાએ પોતાની બંડીના ખીસામાંથી સવા રૂપિયો કાઢી પાથરેલા કપડામાં મૂક્યો એટલે પૂજારો આળસ મરડી અધ્ધર થયો. બધાને સંભળાય એ રીતે બેસાડી ફોડ પાડ્યો, ''મન તે કાસ જેવુ ભળાય સે, સુરો વદાર તવાઇ ગ્યો સે. મન તે ઘરમાં પગ મેલ્યો ને ખબર પડી ગઇતી કે અઇ કંઇક કાળુ સે.'' ટોળામાં ગણગણાટ થયો. સુખેથી રહેતા લોકોને આ મોટું દુઃખ છે.. લોકો એકબીજાનું સુખ પચાવી શકતા નથી.. બીજાનું સુખ સહન ન થતાં આવી વિદ્યાના બળે કેટલીક વખત લોકોને હેરાન કરવામાં આવે.. તેવી વાતો થઇ. કેટલાક અટકળો બાંધીને વાત કરતા ને અંદાજથી કોઇ કોઇ સ્ત્રીને ડાકણ ગણી તેનું નામ પણ પાડતા ને તેના વિષે ખરાબ પણ બોલતા. થોડીવાર ગણગણાટ થયો ને શમી ગયો ત્યાં નાનજીએ બીજી વાત કહી, ''સુરાન આખું ઝોડ મેલેલું સે. અન તી પાસી અરદી હીકીલીનુ ઇતરે સુરાન વદાર વેલા પડે સે.'' અંદર અંદર વાતો થતી તેમને નાનજી શાંત પાડતો. ગાવાની શરુઆત થાય તે પહેલાં જોઇતો સામાન મેળવી લેવાની વાત કરી. પશાને બોલાવી સામાન માટે કહ્યું એટલે પશાએ પારસીંગના મોટા છોકરાને દુકાનથી સામાન લેવા જવા બોલાવ્યો. પૂજારાએ સામાન ગણી બતાવ્યો. એટલે પશાએ પોતાના ધોતિયાના છેડે બાંધેલા પૈસા છોડીને આપ્યા એટલે લંગોટીના છેડે બાંધીને છોકરો સામાન લેવા જવા તૈયાર થયો. પૂજારાએ ઉભો રાખી કોઇ સામાન રહી ન જાય તે રીતે ગણી બતાવ્યો. છોકરાએ લંગોટીના છેડે પૈસા બાંધ્યા તે પડી ન જાય એટલા માટે લંગોટીને વાળીને કમરમાં ખોસી દીધી ને ફરીને પૂજારા પાસે જઇને બેઠો ત્યાં પૂજારાએ ગણી બતાવ્યું.''નારોળ, લુબાન, અગરબત્તી, સા, ખાંડ, હીંદુર.'' છોકરો જાય તે પહેલા ફરી પૂજારાને યાદ આવ્યું, આખી રાત બેસવાનું છે એટલે પોતાને તેમજ સાથીદારોને ભાંગ બીડી જોઇશે તેની વ્યવસ્થા છે કે નહી તે પશાને પૂછીને છોકરા જોડે મંગાવી. ટોળામાંથી પણ ભાંગ બીડી મંગાવવાની બૂમ પડી તે સાંભળી છોકરો ચાલવાની તૈયારી કરે ત્યાં પૂજારો બોલ્યો,

''મારા હારુ પીલી ધોળી લીતો આવજે.'' છોકરાને ખબર ના પડી એટલે સામે પૂછ્યું, ''કંઇ બાબા પૂજારા.....'' ટોળામાંથી કોઇએ જવાબ આપ્યો, ''ઓહો... હો...પી.. લી... ઉફીસમાં પેલા સાઇબ તે દન પીતાતાની..ઇ પીસ્ટોલ...લ.'' બીજો માણસ કહે, ''ઓહો...હો, પીલી રાલ. પુણ મોગી સે.'' પૂજારાએ હુકારો ધર્યો, ''ઇનથી

જરીક કરંટ રે સે, તુ તાર ધોળી ઇમ કે જે ને. અન હાંમળ, ઇ વાણગ્યાન મારું નામ કહીત નીં આલે, ઇ હુદો ગામમાં આયો સે પણ રીતમાં નથ રીતો. સુમલાનતાંનો બાબુડો ભણ્યો ત ભણ્યો પુણ વાણગ્યો. માસ્તર અન તકડાં હુદાં ગામમાં આવતાં થઇ ગ્યાં અન પાશા આપણી અગેળટેશ કરે. તુ તાર જાની કિવો ની આલે.'' તીજો માણસ કહે, ''ઇ તે મુટા માણહ પીવે... આપડુન તે ની પાલવે...'' પૂજારો કહે, ''પુણ વદારના બે તાંણ મંગાવો... વદાર આપડે હું કરવી સે...'' અંદરથી કોઇકે કહ્યું, ''બાબા પૂજારા ઇ તે કરંટવાળી સે, ડુલાડ દે .. ઇ તે તાજું ખાતા વે ઇના હારુ સે... ખુરાકવાળા પીવે આપુથી નીં પીવાય.'' પૂજારાએ ડોળા કાઢયા, ''તુ લાવવા દે ખરો... બદાંન સકાડહું.'' બધા માની ગયા ને અંદર અંદર વાતો કરવા લાગ્યા. ''તાજું તાજું તું તાર બાબા પૂજારાની ધોળી લીતો આવજે, અન હાંભળ બીડ્યી મંગાડી સે કે? નીતર રાત કિમની નિકળહે?''

પૂજારો બધાને બેસાડીને ગાવાની શરુઆત કરે છે. એનાં કામડાને અગરબત્તીની ધુપ આપે છે, કામડાં ઠોકીને તૈયાર થાય છે. છોકરાં પૂજારાને સાંભળવા લંગોટી પહેરીને આવ્યાં તે ઉભાં ઉભાં સાંભળે છે. તાકી તાકીને જુએ, મશ્કરી કરે, એકબીજાને ઠુહુ મારે, લંગોટી ખેંચે. ધક્કામુક્કીમાં એક છોકરું પૂજારા પર જઇને પડ્યું. પૂજારો અકળાયો એણે લંગોટી પકડીને ખેંચી. ''મારાં હાહરાં વાંદરાની જાત. અરદી રાતે હુદાં ઉઠીને ખુપરાં ખાવા આવે. હુ તે કુ સે કે ઇ સુરાન કેળવો ની તે કાલ ઉઠીન તમુન માનવેનાં કોન. મુટાં થાઇન ઇ ખાવા આલે ઈવાં નથી. ઇ માથે સડી જાવેનાં. હમણાંથાં ઇનાંન તે રીતમાં રીતાં હીકાડવેના.'' વાત કરીને પૂજારાએ બૂમ પાડી, ''કઇગ્યા કાકા, ધાર નાખવા નહકાળો લાવો.'' કાકા બોટલ લઇને આવ્યા તેમની પાસેથી પૂજારાએ બોટલ લઇ ખોલી હાથમાં થોડો દારુ લઇ જમીન પર ગોળ ગોળ ફેરવીને ધાર નાખી, ધાર નાખીને થોડો દારુ હાથમાં લઇ ચાખ્યો ને કહ્યું, ''કડક સે... પેલી ધારનો સે, આગવો મવડાંનો લાગે સે.''

નજીક બેઠેલામાંથી એક જણને બોટલ પકડાવી થોડો થોડો બધાને આપવા કહે છે. બધા ચાખે છે. પણ છોકરાને આપતા નથી. છોકરાની ઇચ્છા ખરી, હાથ લંબાવે છે પણ આપતા નથી. પૂજારો છોકરાને ડોળા કાઢે છે. ''તમન હું ખબર પડે....., અન સડી જાહે તો હાળાં ગગડી જાહોન હુ જાણો સે. અઇ એક પાહે બેહો છાનામાના, બકોર ની કરવેની.'' પૂજારો ગાવાની શરુઆત કરે છે.

પરથમ સમરું મારા ગણપતી દુંદાળા દેવ ને . . . . .
તમું ભીડી ભાગવા આવજો મારા દેવ.....
બીજે સમરુ માડી સારદાને હોજી.....
તમું સુકુ વસન આલો મારી માવડી હોજી.....
તીજે સમરું ધરતી માતાને હોજી.....
તમે બધાનો ભાર વેઠો હોજી.....
સમરુ મારાં તેંતરી કોટી દેવને હોજી.....
ભીડાંની વેળા તમે આવહોજી.....
એ..... વાંદુ સાંદામાં સૂરજ નાગર નાવેલિયું.....
વાંદુ સકરમી તારો નાગર નાવેલિયું
વાંદુ ધોળકા બળિયા રાજ નાગર નાવેલિયું
વાંદુ જમીનને અસવાર નાગર નાવેલિયું
વાંદુ લંકાનો રાવુણ નાગર નાવેલિયું
વાંદુ સકરમી તારો નાગર નાવેલિયું
વાંદુ સીદડો ડામોર નાગર નાવેલિયું
ડામોર માલુંના ફાટેલા નાગર નાવેલિયું
ડામોર વાકડી મુછાંના નાગર નાવેલિયું

ગાવાનું પૂરું થાય ત્યાં લંગોટીના એક છેડામાં સામાન લઇને છોકરો દાખલ થાય છે. નીચે બેસી સામાન ગણી આપે છે. ''અગરબત્તી, લોબન, હીંદુર, નારોળ, સા, ખાંડ,'' ને દુકાન પર બાબુ અને દુકાનવાળા શેઠ શું વાત કરતા હતા તે કહે છે, ''દોકાનવાળે તે પેલી ધોળી બીડી કોન આલી. બાબુડો તાં હીતો તી ઇમ કે કે નવરા પશાકાકાનું ખાવા ભેગા થયા સે. તુ બીડી ના બદલામાં ભાંગ લી જા. હસ્તી પડે. અન ભાબ્યા મુટા ધોળી પીવાવાળા, બીડીનુ ઠુઠુ તે જડતું નથી ને ધોળી પીવા માંગે સે. પારકા પૈસાથી મુટા થાવા જાય સે. ઇમ કીતો તો...''

પૂજારો અકળાઇ જાય છે. ''હે તારી ની જાત..., હુ નોતો કેતો...., ઇ...ની... આલે..., આ વાણ્યો અન બાબુડો ગામના પટેલ થાઇગ્યા. ઇનાન તે હુદા કરવા પડે... મન જવાદોન... તમન ગામની પટલાઇ કરવા આલીલીવે ઇમ મુટા થાય છે. મુટા સાઉકાર થાઇ ગ્યા તે વટ કુની વતાડે? ઉબારોન તમન હવાદ સખાડવો પડે..'' બે

જણ ઉભા થઇને પૂજારાને પકડે છે, સમજાવે છે, સમજાવીને બેસાડે છે. એમાંથી એક જણ કહે છે, ''સુરો માંદો છે આપડે લડાઇ ની કરવેની.'' પૂજારો બેસી જાય છે. અને બેસતાં બેસતાં કહે છે, ''તાજુ. ... કુઇક દન વાત છે અન સાલો સા.. હા.. મેલો. હવસીંગ તુ સા મેલ.. જરીક કડક દુદની મેલજે.'' હવસીંગ અંદર જઇને જુએ છે તો બિલાડી દૂધ પી ગઇ એટલે બહાર આવીને પૂજારાને તેમજ બધાને સંભળાય તેમ કહે છે, ''કાકા ... હાળી મિનકાડી દુધ પી ગઇ. ઢાંકણીથી ઢાંકેલુ હતુ પણ ઉથલાવીને પી ગઇ.'' પૂજારો અકળાયો. ''હે... તારીની... ની, ઇ કૂતરાંન.. ઇ મીનકાડાં તમુ હું કામ પાળો..., ઘેરનો વગાડો કરે ઇવાંન તે પાળવા ની જુગ્યે.'' હવસીંગ કહે, ''પુણ ઇ તે કુઇ દન કોન પીતી. આજ પી ગઇ.'' પૂજારાએ કહ્યું, ''તાજુ... તુ તાર વગર દુદની મેલની, પીવી તે પડહે કે.''

મંડેળ ચાલતું હતું. ગાવાવાળા તાલ દેતા, થોડીવારે આંચકો ખાઇ તાલ બદલતા. ઘરની ઓસરી માનવોથી ફુગ્ગાની જેમ ફૂલી ગઇ. રસ નથી પડતો અને ફક્ત વાતો કરવી છે તે ઘરના આંગણામાં બેઠા હુક્કા ને બીડીની જયાફત ઉડાડતા. થોડું અંધારું થયું છે. કુદરતે ઉંઘવા માટે નક્કી કરી આપેલા ક્રમ પ્રમાણે તૈયારી થઇ ગઇ છે. તે જ વખતે છેવાડા ખોરડામાં લોકોની ચહલપહલ છે. ગામની નિશાળે ભણાવનાર શિક્ષક રોજ ફળિયામાં આવી મોટી ઉંમરની વ્યક્તિઓને લખવા વાંચવા શિખવાડવાનું કામ કરતા તે એમના સમયે ચહલપહલ જાણી આ તરફ આવ્યા. માણસો ભેગા થયેલા તેમની વચ્ચે આવી ઉભા રહ્યા. ''કેમ પશાકાકા આ શું માંડ્યું છે. દવાખાને લઇ ગયા તો દવા લાવ્યા. દવા લાવ્યા તે આને પીવડાવી કે નહી?'' કાકાએ જવાબ આપ્યો, ''હુ કરુ માસ્તર ઘણી દવા કરાવી પુણ આ તે ઉઠતો જ નથી. અને દવા પણ નથી લેતો. દવા ખવડાવી પુણ કાઇ ગણ કરતી નથી. દવાખાના ન દવાખાના માં તે..'' કાકા નિસાસો નાખે છે. માસ્તર એમને સમજાવે છે, ''પશાકાકા ડોક્ટરે જેમ કહયું હોય તેમ દવા આપવાની. સમયસર દવા આપશો તો એને સારું થઇ જશે. ના સારું થાય તો મોટા દવાખાને લઇ જાઓ. આજે તો મોટા મોટા દવાખાનાંઓમાં મોટાં મોટાં મશીનો આવી ગયાં છે. ભલભલા રોગને ડોકટરો મટાડી દે છે. કોઇક સારા દવાખાને તપાસ કરાવો.''

''સાહેબ દવાખાને વતાડ્યું પુણ દવાખાનેથી ફેર ની પડ્યો અન દાકતરો તે ખાવા હારું મોડાં ફાડે. કીતરાક આલી આલીન આલીયે, પાર નસવાઇ ગયાં તાં હુંદાં ઠેકાણાં નથ પડતાં.'' ''પશાકાકા મંદવાડમાં હઉ કોઇ મદદ કરે. તમારાથી થાય એટલા કરવાના,

થોડા ઘણા હું પણ આપીશ. સગવડ કરીને તમે એને સારા દવાખાને લઇ જાઓ. ઘરમાં માણસ માંદુ હોય તો આપણાથી કેમ રહેવાય. સગવડ ન થાય તો મારી પાસે આવજો. હું જાઉં છું.'' કહીને માસ્તર જાય છે. માસ્તરને જતા જોઇ પૂજારાએ ગર્જના કરી, ''ભાળ્યા એવા ધર્માદાવાળા. લુકાના સુરાંન ભણાવી ખાઓને, કંઇ હાંદાની હમજ પડેનીને મોટી પટલાઇ કરવા નિકળી પડ્યાં. સરકાર આલે છે તી વેણી ખાઓની, ઇ તે ગામનાં લુકાં હારાં છે ની તે અઇ ઉબા હુદ્દા નીં રેવા દે, બીજી વખતનો જો અઇ આવી ચડ્યો તો ઇ મારા હાથનો માર ખાહે. થાઇ ગ્યો મોટો માસ્તર તી ઇન ઘેરનો, આંઇ નીં સાલે, હેવા હેવા તે હત્તર આવ્યા.'' પૂજારો વાત કરતો અટક્યો, ત્યાં અંદરથી ગણગણાટ સંભળાયો. ''ની કલસીંગ ઇ માસ્તર પરોડ શિક્ષણ ભણાવવા આયો આપું આજ હું કરીએ?'' પૂજારો સાંભળી ગયો. ''રીવાદે રીવાદે, હવે ભણીન કઇ નથ મિલવેના, ધંધો મળ્યો સેતી કરી ખાઓને. ઇ વધ્યા આપડ મોડે સડ્તી હેમ. પિક્ષા લીમડા ઇપેર પાટગ્યું ઠુક્યુ સે ની ઇમાં સાકસર લખીલુ સે ઇવું ભણવાવાળુ સુરું કીતું તું અન મારા ઘેરવાળી આમલી ઇપેર ઠુક્યું ઇમાં ઇમ લખ્યું, 'હાહુ વઉ હાતે ભણે.' સરકાર તે હાળી ગાંડી સે, હાહુ અન વઉન કિદાડનો મેળ ખાય. હવેની વઉ તે હાહુન ભણાવે સે. પેલાંના વખતમાં વઉ ઘેરમાં કામ ની કરેત હાહુ કાડી મિલતી. હાઉતે વઉ હાહુન કાડી મિલે સે, નવરા ધર્તિંગ લીન નિકળી પડ્યાં સે. ઇના કરતા ઝુળી લીન માંગવા નિકળતા વેત દયા ખાઇન કુઇક મુઠ ભરીન દાણા આલે.''

અંદરથી કોઇક એ પૂજારાના નાનાભાઇ છગન વિશે જાણવા પૂછ્યું, ''નાલ ઇ છગનકાકાન કીતરાં સુરાં..'' ''ઈન તે બે જંડવાં સે..એક તે ભણવા જાય અન બીજો ડગરાં સારવા ઘેર રાખ્યો સે. પિલો ભણવાવાળો તે હાળો ઘણો અવળો સે, ઘેરનુ કામ હુદ્દો કોણે કરવા લાગતો. આખો દન અમથો સોપડી લીન ફર્યા કરે. પાસો હું કે, તીયાર નીં કરુ ત માસ્તર મારે. કુણ જાણે કુણ હું ભણાવે સે તી સુરાં માસ્તરનું હાંમળે અન આપડું હાંમળતાં કોન. અન નિહાળનાં સુરાં તે ઇવાં રવ્યાં, એક દન ઇસટી આવતાં ભાળીન હાળાં હંતાઇ રહ્યાં. હંતાઇન ભડખાટીન સુરાંત નાહીગ્યાં, ગાડીના પાર કાસ તુડી પાડ્યા. ગાડીનો ડાઇવર પણ હીવો તી ઠેઠ નિહાળી ગાડી લઇન ગયો પણ કિવું થાયું ખબર, માસ્તર તે હારો મગોર જીવો, ડાઇવરની અડવા હુદ્દો ની દિધો. ડાઇવરનું ની સાલ્યું ભાઇન ગાડી લીન જાતો રહ્યો. ઇ નિહાળ અમથી સાલુ કરી, માસ્તર અન સુરાં હરખાં થાઇ ગ્યાં..'' પૂજારાની વાત કાપીને અંદરથી કોઇ બોલ્યું, ''અરે ઇ

ગાડીવાળો હુદો ઇવો ગામમાં આવે તીરાંનો અમથો ભૂપૂપૂ....ભૂપૂપૂ.... કરતો આવે ઇન મચ્છેર સડીતી, ઇ મચ્છેર નિહાળવાળા સુરાંઇ કાડનાખી.'' પૂજારાએ અટકાવીને જવાબ આપ્યો, ''ઇન હું સે નાલ દન ઉગ્યો નથીન રુપઞ્યા સડયા નથી. પુણ ગાડી આવેત તાજુ સે નીતે હાળુ ઘણું સાલવુ પડે સે.'' અંદરથી કોઇ બોલ્યું, ''હુત ઇની ગાડીમ કોન બીહતો, થોડુક સાલ નાખુ, ઇ ગાડીવાળો તે અવલ રુપઞ્યા લી લે સે. ઇતરામાં તે ઘેરનો હમદા આવી જાય કમાઇન ઇન આલવેનાં.'' થોડા સળગતા કોલસા છે તેમાં પૂજારાએ ધુપ નાખી. થોડો ધુમાડો થયો તે આખા ઓરડામાં પ્રસરી છાપરા ઉપરનાં નળિયામાં જગ્યા શોધી બહાર જતો રહ્યો. પૂજારાએ કામડાં હાથમાં લીધાં, ધુપની સામે ધર્યાં. પંપાળી પંપાળી આખાં કામડાંને ધુપથી ઠોક્યાં. તાલથી ગાવાની શરૂઆત કરી.

ઓ.....ઓ..... તારા બાપનું વાડું..... ડમોર મેગલાવાળું રીવાડું પુકારું
મારા અરાડી દેવને....
હે..... તુ તો મૈડોન મૈડો વાજે હો મૈડા કસુમોર.....
હે..... તુ તો મૈડોન મૈડો વાજે હો મૈડા કસુમોર.....
હે... તું તો આમળીયા માળુમાં રે હો મૈડા કસુમોર
હે... તું તો ઠેકીન ઘુડીલે સડે રે હો મૈડા કસુમોર
હે... તાર તે હુનાના ઘુડીલા રે હો મૈડા કસુમોર
હે... તાર તે રુપાના પલાણા રે હો મૈડા કસુમોર
હે... તુ તો વાકડી મુસાનો રે હો મૈડા કસુમોર
હે... તી તે હાથમાં લીધો ભાલો રે હો મૈડા કસુમોર
હે...તુ તે ખીસીન ભાલો મારે રે હો મૈડા કસુમોર
એ..... તારી વળતી વેળા થાઇ ગઇ સે.....

દેવ આવવેની ટીમ થાઇસે, ગંગલી ઘાંસીણ બીડાં ઝડપે સે મારો ઘુડાંનો
અસવાર દોડ્તો આવે રે હો જી...
વાંદુ વળતીની વેળા નાગર નાવેલિયું.....
વાંદુ વળતીની વેળા નાગર નાવેલિયું.....
વાંદુ દેવુનાં દાડા નાગર નાવેલિયું
વાંદુ ધુપાંની વેળા નાગર નાવેલિયું

વાંદુ ઉગમણાં બુડમણાં નાગર નાવેલિયું
વાંદુ સડીગ્યો હુરીનો ભાંભરાંનો નાગર નાવેલિયું
વાંદુ વાંદુ કરીયાટી કરે રે નાગર નાવેલિયું
વાંદુ ધમકે ધમકે સાલે નાગર નાવેલિયું
વાંદુ વિજળી ઝબુકે નાગર નાવેલિયું
વાંદુ વાજતે ગાજતે આયા નાગર નાવેલિયું
વાંદુ ભીડુંના ભાગનારા નાગર નાવેલિયું
વાંદુ સકરી રમે ભમરી નાગર નાવેલિયું
વાંદુ કુદી કુદીન નાસે નાગર નાવેલિયું

પૂજારાએ ઢાળ બદલ્યો.

એ વાંદુ સાંદામાં સૂરજ ભોળા રામ દેવળા દરિયા.
હંહ કુંવારી જમીન
વાંદુ કુંવારી જમીન ભુળા રામ દેવળા દેરિયા
વાંદુ સકરમી તારો ભુળા રામ દેવળા દેરિયા
વાંદુ લીલાગર ડુંગર ભુળા રામ દેવળા દેરિયા
વાંદુ સતરીસે વાગોડ ભુળા રામ દેવળા દેરિયા
વાંદુ સ્યારહેં સુવાળ ભુળા રામ દેવળા દેરિયા
વાંદુ બારહેં બારા ભુળા રામ દેવળા દેરિયા
વાંદુ ડુંગોરપરનું રાજ ભુળા રામ દેવળા દેરિયા
વાંદુ મઇસાગર નદી ભુળા રામ દેવળા દેરિયા

ફરી ઢાળ બદલ્યો.

અર થાયું આઠમનું અઠવાડિયું નાગર નાવેલિયું
થાયું પંદરનું પખવાડિયું નાગર નાવેલિયું
થાયો મેનો સે મોહવાડ ભોળા રામ નાગર નાવેલિયું
વાંદુ ધરમું ભોળા રાજ નાગર નાવેલિયું

તાલ બદલ્યો.

તારા બાપનું વાડું મેઘુની સોરીયો, ડમોરુની સોરિયો મોજાળે સરુવોર ભીગી થાગ્યો. ડમોરાંની સોરીયો કિવા લાગી, તમું કાળા, તમારું સરુપ હમુન

સોટી જાહે. હમું ગોરીઓ સે તમું પાડે બીજો આરો...... મોજાળે સરુવોર...
તારા બાપનું વાડું ડામરાંની સોરિયોએ મેઘુંની સોરિયોની ઘાઘરીઓ ફાડી
આલી. સોરિયો ગાંગરવા લાગી. મોજાળે સરુવોર....., તારા બાપનું વાડું
મેઘુની સોરિયો મેઘુવાડે જાવા લાગી, ડામરાંની ડામોર વાડે. મેઘુની ભરેલે
બેડે ભરેલી કસેરીયે....., ડામોરાની સોરિયો કેવા લાગી, તમું હું રજ કરોરે
ધોળકાના ડામોર.....,

ડામોર કે બેટા બેટા તન વાડનો કાટો વાગ્યો વે તીની વાડ બાળી નાખું,
આંગળી વતાડી વે તીની આંગળી કાપી નાખું, આંખ કાડી વે તીનું માથું
વાડી નાખું.....

તારા બાપનું વાડું પેલો કોનો વારો સે. જેઠ વસાખનો.

જેઠ બોલી ઉઠયો, વાંજીયા આંબા મેલજે ધોળકા બળિયા રાજમા.....

તારા બાપનું વાડું .....

આવીગ્યા જેઠ વશાખના દાડા નાગર નાવેલિયું
ઓ સડીગી હુરીની ઉનમેણ નાગર નાવેલિયું
મેઘો ગાજેને ગરુડે નાગર નાવેલિયું
વરહ્યો ધોળકા બળિયા રાજ નાગર નાવેલિયું
મારા હજારી ડામોર, નાગર નાવેલિયું....

પૂજારાએ હાથ નાખી માંદાનું શરીર તપાસ્યું. થોડું ગરમ લાગ્યું એટલે ગાવાનું ચાલતું રહયું. પશાકાકાએ આવીને પોતાના પુત્રનું ઓઢેલું કપડું ઉંચું કરીને જોયું. ધીમે ધીમે શ્વાસ ચાલતો હતો. ઉંઘી ગયો છે એમ કરીને ફરીને કપડાથી બરોબર ઢાંકી દીધું. માંદાના ઉંહકારા, વેદનાની ગાવાવાળાને ખબર ના પડી. કણસી કણસી વાલકો બંધ થઇ ગયો. એના શરીરમાં રેલ્વેસ્ટેશને આવતી ગાડી થંભી જાય ત્યારે નીકળતી હવાની જેમ સિસકારા બોલી ગયા. ધીરેથી શ્વાસ બંધ થઇ ગયો પણ તાનમાં આવેલાઓને ખબર ના પડી. વાલકો સ્થળમાં ઓગળી ગયો.



હોપ..... હોપ..... હુ.....
હોપ..... હોપ..... હુ.....
હુ ..... હુ ..... હુ.....
હાટ..... હાટ ..... હાટ.....
હબબ..... હબબ..... લ.....બ.....બ.....બ
હુ ..... હુ ..... હુ .....
હાછુ ..... હાછુ ..... હાછુ ..... આછુ .....

પૂજારો ગોળ ગોળ ફરીને ધૂણે છે. એની કમર પર બાંધેલું કપડું છૂટી ગયું. અંદર લંગોટી પહેરેલી છે. તે ધૂણતી વખતે હીંચકા ખાય, માંદાની ચારે બાજુએ કામડાં ઠોકતો ફરે. ખાટલાની નીચે ધૂપને ફુંક મારે. માંદાને ઢંઢોળે, તેના પેટને ચૂસે. ધીરે ધીરે હાફ, હાફ કરતો પૂજારો થમી જાય છે. અને કપડા સરખા કરતો પોતાની જગ્યાએ જઇ બેસી જાય છે. બેસતાં બેસતાં માંદાની તપાસ કરે છે. પોતે ધ્રૂજતો હતો એટલે એમ લાગ્યું કે માંદાના શરીરમાં ધડકન છે.

પૂજારો ભોગ આપવા તૈયાર થયો. બધો સામાન ઓસરીમાં મંગાવી લે છે, અને નજીક બેઠેલાને ઉદ્દેશીને કહે છે, ''હવસીંગ..... કુકડાં હાઇ લાવો, ભુગ કર નાખ્ગ્યે.'' હવસીંગ મરઘાને પકડી લાવે, તેને કહે છે,

''ધાર નાંખવા નહકાળો લીતો આવ.....''

પશાકાકા હાથમાં બોટલ લઇને આવ્યા તે પૂજારા નજીક બેઠા. હવસીંગ નજીક બેઠો તેની પાસેથી મરઘું લઇ પૂજારો ભોગ ધરાવા તૈયાર થયો. પશાકાકા પાસેથી બોટલ લઇ દારુને આમથી તેમ ઢોળી મરઘાને છાંટે છે. વહેલી સવાર એટલે મરઘું જલ્દી ફફડતું નથી. એટલે પૂજારો હવસીંગને કહે છે,

''નાલ હવસીંગ યો તે મનવાતુ કોન.....!''

''હાળાં દેરાં વાંકા થયા કે હું'' કહેતો હવસીંગ પૂજારાની નજીક ખસ્યો. ''દેરા કુપાયા લાગે છે,'' કહી પૂજારો ફરી એ જ ક્રિયા કરે છે ને કહે છે, ''હવસીંગ હાઉનું ની મનવાય તાં હુંદુ તું ઇની મુનકી સુટનાંખ, ઇનાન ભાવતા ભુજના આલગ્યે બીજું હું કરગ્યે.''

મરઘું થોડું આઘું ખસ્યું. બધાની નજર મરઘા પર ચોંટી. થોડીવાર ઉભું રહી મરઘું ખંખેરાયું તેની સાથે ટોળામાંથી હાશકારાનો અવાજ આવ્યો. છોકરાં ખુશ થયાં.

હવસીંગએ મરઘાને પકડી માથું ખેંચી આમળી ધડથી અલગ કર્યું. જમીન સાથે ધડને ઘસી ફેંકી દીધું. કુદકો મારી મારી ધડ શાંત થયું. તેને ચીરી કેટલોક ભાગ કોલસામાં નાંખ્યો અને બાકીનું શાક બનાવવા આપ્યું. બધા જમ્યા પછી ઘરે જાય એટલે ઘરમાં જમવાની તૈયારી થતી હતી. બધા વાતોએ વળગ્યાં. ટોળામાંથી કોઇએ પૂજારાને કહ્યું,

"પૂજારા થોડોક હાહ ખાવા દો."

પૂજારાએ કામડાં નીચે મૂકી પાણી આપનાર છોકરાને જોઇ પૂછ્યું,

"નાલ ઇ કુનો સુરો?"

પશાકાકાએ જવાબ આપ્યો,

"ઇ નારસીંગનો... પોર પણાયો તી."

પૂજારાએ પૂછ્યું,

"ઇન કઇ વસ્તાર સે કે?"

પશાએ જવાબ આપ્યો,

"ઇન એક સુરું સે, સુરો ભાટણાં ભરે સે અન તાજો રહે સે. ઇન આઇન તે દુદ ઉતરે સે તી ધાવી ધાવીન ડીંગળા જીવો સે." વચ્ચે હવસીંગે પૂજારાની માહિતી કઢાવવા કંઇક કહ્યું,

"તમાર તાંના કાનજીન કિતરાં સુરાં?"

"તું વાત જવાદેન, ઇન તાંણ સુરા પણ હારાં દુબળાં. ઇની બાયડી ઇવીન સુરાં પણ ઇવાં. પણાયોન તાંણ વરહ થાયાં અન તાંણ સુરાં હુંદ્દા થાઇ ગયાં, એક તે ધાવતું વે તાં બીજું જણી કાઢે. દુદતે ઉતરતું કોન, સુરાંન હુ ધવાડે? સુરાં હારું તે બુકડી રાખી આલી, ઇના ઇપેર નાંનું સુરું નબે સે. મુટાં ત બે ખાતાં થઇ ગ્યાં સે પણ નાંનાન તે દુદ જુગ્યે કે." ટોળામાંથી કોઇએ પૂછ્યું, "તમાર કિતરા સુરા?" "માર તે બે સુરા સે પણ બેના બે હાળા હરકા નિકળ્યા, બે ના બે બાયડીના થાઇગ્યા. બાયડી કે તીમ કરે, હપુસા વગડીગ્યા. મુટાન નાળો કર્યે તાંણ વરહ થાયાં ઇ ઢાળગ્યામાં કરી ખાય સે, અન નાંનાની વઉ રાટી નિકળી તીન હુદી નાળી કર દીદી, ઇ ઉહરીમાં કરી ખાયસે, અન હમું બે ડુહાં હુદ્દાં નાળું કરીન ખાગ્યે સે."

કોઇએ સવાલ કર્યો, "નાનાન હું કામ નાળો કર્યો? હાથપોગ સાલે સે તી કરી ખાહોન પસી તમુંન ખાવા કુણ આલહે?" પૂજારાથી ન રહેવાયું તરત જવાબ આપ્યો, "અરે હાળી બૈરાંની જાત, પોર સુમાહાની મન તે કે તમારાં ઇ કામડાં ટોડલે સડાવ દો

અન ખેતરમાં નિંદવા સાલો તી ઝટ નિંદાઇ જાય નીતે ઇ તમારાં કામડાં સુલામ બાળી આલી, ઇમ કે...... હાળી કુહોડની જાત, સુરાન તે કબજામાં કર્યો, પુણ મન હુદી પાહમાં લીવેની કળા કરે. એક કાંણી પાઇ હુદી ની આલુ, કુટાઇ ખાય હાળાં, ભોગ લાગ્યા હાળાંના...''

વાતો ઓછી થતી, કેટલાંક અડધી રાતે આળસ કરવા માંડ્યા. આખો દિવસ કામ કરી થાકેલાં દિવાલને ટેકે બેસી ગાવામાં સૂર પૂરાવતા તે ઝોકાં ખાતા ને કેટલાક એકબીજાની ટિખળ કરતા. વારે વારે બીડી પીવા માંગતા. ચ્હા પાણી કરી ફરી ગાવા તૈયાર થયા. પૂજારો બધાના નામ પાડી જગાડતો. ખાટલા નીચે માટીના નળિયામાં કોલસો સળગે છે. મંડોળમાં પૂજારાની સાથે આવેલાઓને ગાવાનું પૂરું થાય તે વખતે જમાડી દેવાના હોય. હવસિંગ શાક બનાવે છે. અંદરના ચુલે રોટલા ઉતરી ગયા. ધૂણી ધૂણીને થંભી ગયેલો પૂજારો હાથ મોં ધોઇ પોતાની મંડળી સાથે જમવા બેઠો. જમીને ઓડકાર ખાતો ખુલ્લી હવામાં બહાર નીકળી ઘરની આગળ માટીની બનાવેલ નાની ઓટલી પર બેઠો. આખી મંડળી પૂજારાની ફરતે બેઠી ને વાતો કરતી. પૂજારાએ આકાશ સામે જોઇને કહ્યું,

''ઝુમખી નમી ગઇ છે.'' કોઇકે વચ્ચે સુર પુરાવ્યો,

''કુકડા બોલવેની વળા થાઇ ગઇ સે.''

પૂજારો આડો પડતાં કહે છે કે ''ઉણનુ વરહ તાજુ સે, ગૂં સણા તાજા પાક્યા. ઉગમણી ધરતી ઇપેર પાક ઊસો સે. આપડતે તાજુ સે પુણ બીજે પાહેત ભૂલ સે. ઇમ ગણવા જાગ્યેત વરહ તાજુ ગણાય.'' રમસુએ વાત ઝીલી ને કહ્યું, ''પોરસાલ કરતાં તાજુ સે, પોર તે કેરસીટીમાં તગારાં ઉંસકી ઉંસકીન માથેનાં રુસકાં ઘહી ગયા. સરકાર કેરસીટી કાઢે પુણ કીવી કાઢે, ઇમાં તે કારુણીયાંનો ઘરો સે.'' પૂજારાએ વાત ઝડપી લીધી, ''ઇ તે ભાઇ જીની જીની લાગવળગ. મારી વાત તમુન કરુ, પાંસ પાટર્ગ્યી મારી પુતેની તીમાં એક પાટી કામ કરે અન સ્યાર તે સાંની, તીમાં હાજરી પુરવાવાળો અન માપ લીવાવાળાનો પુણ ભાગ. ઇ તે આવડત ઇપેર સે.'' હવર્સીગએ કહ્યું, ''અસલ કામ કરવાવાળાંન કઇ કોન મળતું.'' પૂજારાએ જવાબ આપ્યો, ''અસલનો જમાનો નથી ભાઇ, બણાવટ તે કરવી પડે. સરકાર મુટી થાય તે પણ બણાવટવાળી, વગર નામનાં ટીકડાં એ તમુ ની નાખો ત તમુ કદી કોન જીતવેના,અન સરકાર આલે તે તમુન પુરુ થોડુ મલે, ઇ તે બધે સળાતુ સળાતુ આવે.''

''આજ તે નાનાંથા માંડીને મોટા કારુણીયાં પણ લુબ કરે, ગમે તીની લુન લો પેલાં આલ્યા વગર પાસ કોન કરવેના.'' હવસિંગએ વાત આગળ વધારી. ''પેલા જાલસિંગ કાકાન ત્યાના લડાયા અન વાગ્યુ તી દવાખાને ગ્યા. દાકતરી બરુબરની કહેર કાડ નાખી, ઇ તે ઇ પણ પુલીસ થાણાવાળાનો વટ પડી ગયો અન પાસા ઘરે આયા તર બદ્દા હાતી હાતી આયા.'' રમસુએ પણ સુર પુરાવ્યો, ''ઇ તે ઇપેર વાળો વતાડેકે.'' પૂજારાએ વિગતે વાત કરી, ''ઇપેર વાળો કઇ કોન કરતો. ઇ હુ કરે, લુકાં ઇ ભાળવા જડે ત ઇન હુદ્દાં મારે ઇવાં સે.''



કાર્યક્રમ પૂરો કરી વાતોએ વળગ્યા. પૂજારો ઘરની બહાર બેઠો વાતોના તડાકા મારતો તેને સાંભળવા કેટલાક તેની પાસે બેઠા તો કેટલાક ઘરની અંદર વાલકાના ખાટલા નજીક બેઠા. તેમને પશો ચલમ ભરી આપતો. હવસીંગ પણ હુક્કાપાણી આપવામાં મદદ કરતો. વાલકો ઉંઘી જતો ત્યારે ખાંસી ખાવાનું બંધ થઇ જતું. લાંબા સમયથી ખાંસી ના સંભળાઇ એટલે મથુરીને થયું, આટલી લાંબી ઉંઘ ! કે ખાંસી બંધ થઇ ગઇ ! એક ક્ષણ તો મથુરી આનંદથી ગદ્દ્ગદીત થઇ ગઇ. વાલકાને સારું થઇ જવાનું છે, ખાંસી વધારે હેરાન કરતી બંધ થાય તો ધીરે ધીરે રોગ પર કાબુ મેળવી શકાય એમ વિચારતી બેઠી. લાંબો સમય એનાથી ના બેસાયું ને વાલકાને જોવા અધિરી બની. વાલકાને જોવા એ પાણીથી ભરેલું પવાલું લઇને આવી. આવીને વાલકા ઉપર ઢાંકેલું કપડું ખેંચ્યું. ન જાગતાં પકડીને ઢંઢોળ્યો. પશાએ બૂમ મારી તોય ન જાગ્યો. જરાક વધારે કપડું ખેંચીને જોયું તો મોઢા અને નાકમાંથી ફીણ નીકળીને સુકાયેલું દેખાયું. હાથને ઉંચો કરી જોયો પણ હાથ ખડકાયેલો લાગ્યો. હાથમાંથી પાણીનું પવાલું છૂટી ગયું, એને ફાળ પડી, ફાળમાંને ફાળમાં એ વાલકાના ખાટલામાં વાલકા ભેળી ફસડાઇ પડી. ઘરમાં અવાજ થયો એટલે બહાર બેઠેલા અંદર દોડી આવ્યા. તેમણે હાથ અડકાડી વાલકાને તપાસી જોયો. મોઢું ખોલી જોયું. શરીર ઠંડુ લાગતાં કોઇએ કહ્યું,

''બાબા પૂજારા આ તે ટાઢું હીમ લાગે સે, તમુ તપાહ કરો ખરા.'' પૂજારાએ હાથ ફેરવીને તપાસ કરી. જીવ જતો રહ્યો તેની ખબર પડી ગઇ. છતાં થોડીવાર હાથ ફેરવ્યો, અને બોલ્યો,

''કોન હાળું ખેલ ખતમ.....
હાળું ઘણું ભુંડું કેવાય, વગડી ગ્યું કામ''

પૂજારો તપાસ કરીને ઉભો થયો ત્યાં સબંધીઓ પોક મૂકીને વાલકાના ખાટલાને વિંટળાઇ ગ્યાં. ઘરમાં દોડાદોડી થઇ ગઇ, રડતાં રડતાં ખાટલામાંથી નીચે ઉતારી ઉપર કપડું ઢાંકી દીધું. વિધિનો વધેલો સામાન પૂજારાનો ભત્રીજો ઘરના ખૂણામાં સાચવીને બેઠો. મથુરીની બુમથી એકઠા થયેલા સફાળા જાગ્યા તે વિશ્રામની અદ્દામાં નીચું માથું કરીને ઉભા રહ્યા. તેમના મોઢામાંથી ઘણું ખરાબ થયું જેવા શબ્દો સંભળાતા. પશો ગાંડા જેવો બનીને અંધાધુંધ રોયો. મથુરી ચક્કરવક્કર ફરી વળી. કેટલાક ખાટલાને લદાયાં. મથુરીને કપડાનું ભાન ન રહ્યું. માથા પરથી કપડું નીચે સરી પડ્યું. પોતાના હાથ લાંબા કરીકરીને પોતાના માથા તેમજ છાતીમાં પછાડ્યા. આંખ, નાક, અને મોઢામાંથી પ્રવાહી આવ્યું તેને બેફિકરાઇથી વહેવા દીધું. તેનાથી વાલકાનું મોઢું અને છાતી નો ભાગ ભીનો થયો. થોડીવારમાં આખું ફળિયું જાગતું થઇ ગયું ને ગામમાં ખબર પડતાં કેટલાક દોડી આવ્યા. પશાનો ભાઇ લાલસીંગ મંડોળમાં ગેરહાજર હતો તે અવાજ સાંભળી રમલીને કહ્યા વગર દોડી આવ્યો. રમલીને ખબર પડી તે થોડીવાર રોકાઇને મનમાં કોઇક નિશ્ચય કરીને ઘરની બહાર નીકળી, દોડતી ચાલે ચાલી ને બુમ પાડતી આવી. મથુરીને લોકોમાં ડાકણ કહીને ખપાવવાની હતી. આમ તો મથુરીની વાત લોકોમાં પ્રચાર માટે મૂકેલી હતી ને આજે મોકો છે માની એ મનમાં નક્કી કરીને દોડતી આવી. આવીને આડુંઅવળું બોલવાનું શરૂ કર્યું. થોડીવાર તો લોકો વાલકાનો ખાટલો છોડીને રમલીને સાંભળવા વળ્યા. મથુરીને ખેંચીને વાલકાના ખાટલાથી અલગ કરી તે ખાટલા નજીક લુહારની ધમણ પેઠે ઉંચી નીચી થયા કરતી. તેણે રમલી તરફ ધ્યાન ન આપ્યું. તેમજ રમલી શું બોલે છે એની પણ એને ખબર ન પડી. લોકો દંગ બની જોઇ રહ્યા, રમલી મથુરી સામે હાથ લાંબા કરી બોલતી ગઇ.

''એણેજ જીવ ખેસ્યો સે... એણે જ જીવ ખેસ્યો...'' લોકો થોડીવાર ઉભા રહ્યા ને ગુસપુસ શરૂ થઇ ગઇ. લાલસીંગ હાથ પકડીને રમલીને એકબાજુ મૂકી આવ્યો. પણ મોટેમોટેથી રડતી ફરીને વાલકાની નજીક આવી ઉભી, બોલવાનું ચાલુ હતું. પશો ઘરની બહાર હોય ત્યારે મથુરી વાલકા જોડે કેવો વ્યવહાર રાખતી એવું પોતાની ગોઠવણ મુજબનું લોકોમાં જાહેર કરીને કહેતી, ''કુઇનીં મળ્યું..... ઇનો ધણી મળ્યો..... હુના ઘેરમાં ઇનો ધુડો કરીન રમાડતી....!''

ટોળીમાં ચહલપહલ શરૂ થઇ ગઇ ને અંદર અંદર ગણગણતા, કેટલાકે રમલીનો વિરોધ કર્યો તો કેટલાકે રમલીને સાચી ગણી. એમ અંદાજ કાઢતા કે જુવાનજોધ વાલકો એકાએક અવસાન ન પામે, નક્કી એની સાથે કંઇક થયું છે કે કોઇક રમત રમાઇ છે. મથુરી અંગે થોડુંઘણું સાંભળવામાં આવ્યું હતું તે આજે પાછું જાણવા મળતા સત્ય પુરવાર થતું લાગ્યું. કેટલાક અકળાઇને સામસામા બોલ્યા પણ ધીરે ધીરે ઠરી ગયા. ઘટનાની જાણ સગાસબંધીઓને આપવા યુવાનો દોડ્યા. કલસીંગને ખબર પડતા પોતાના ગામથી દોડતો આવ્યો. તેણે વાલકાનો કબજો લઇ લીધો. બાથમાં ઘાલીને લાંબા સમય સુધી ડુસકાં ભર્યા કર્યા. વચ્ચે વચ્ચે એ કંઇક બોલતો હતો.

''મન જાણ ની કરી..... હુ દાનિયામા જાઇન હુદાર લાવતો... સગાઓ તો લડીઝઘડીને એક થાય છે. હું કાં તારો દુશ્મન હતો, મને કેમ અલગ ગણ્યો. મારો એક પાકો મિત્ર ખોયો,'' આવું બોલીને એ રડતો હતો. એક બાજુ મથુરી પોતાની જાતને ભૂલી રોક્કળ કરતી ને બીજી બાજુ રમલી ઉભી ઉભી હાથ લાંબો કરી મથુરીને 'ચૂડેલ', 'ડાકણ', કહીને લડતી હતી. કલસીંગ સાંભળીને ઉભો થયો, તેણે રમલી પાસે જઇને ઉભેલી રમલીને ધક્કો માર્યો. સમતોલન ગુમાવેલી રમલી માંડ પડતાં બચી ને એક બાજુ જઇને બેઠી. પાછા વળેલા કલસીંગે વાલકાનું આખું શરીર ખોલીને જોયું. પાંસળીઓ ગણતો ગયો ને રડતો ગયો. જુવાની સાથે માણેલી, વાલકો શરીરે ભરાવદાર હતો એનું શરીર લેવાઇ ગયેલું લાગ્યું તે જોઇને કલસીંગને વધારે દુખ થયું.

થોડીવાર ચહલપહલ થઇ, સૂરજદાદા ડોકિયું કરે તે પહેલાં સગાસબંધીઓને સમાચાર પહોંચાડી દેવામાં આવ્યા, તેઓ કફન સાથે હાજર થયાં. દિવસ થોડો આગળ ખસ્યો. ઘરથી ઉંચકી બધા પાદર તરફ વળ્યા, વળાંક લેતી માનવ હાર નિશ્ચિત સ્થાને પહોંચી ઠીંગરાઇ ગઇ. આખું પાદર રોયું. નદીકિનારે નાની ટેકરીઓ ઉપર માનવ ગીધડાં બેઠાં તે પાણીમાં ઝબકોળાઇ પાછાં વળી ગયાં.



પશાના ઘરમાં આખી રાત દિવો સળગતો. હવસીંગ, રમસુ, રુમાલ, તેમજ નારસીંગ જેવા યુવાનો પશા પાસે આવીને બેસતા,વાતો કરતા ને રાતપણ પશા જોડે જ ગાળતા. ઓરડામાં એકલી બેઠેલી મથુરી સળગતા દિવા સામે તાકીને જોયા કરતી. વાલકાનું

બારમું થયું ત્યાં સુધી મથુરીએ ચૂલો બંધ રાખ્યો. બાજુના ઘરોમાંથી જમવાનું આવતું. મથુરીને આગ્રહ કરીને જમાડતા ત્યારે એકાદ બે કોળિયા ભરી લેતી. આંસુ પાડીપાડીને ઉજડી ગયેલી બોરડી જેવી મથુરી સવારને રુદનથી ભરી દેતી. બારમાના દિવસે ગામના રાવળિયાઓએ આખા ફળિયાને હીબકે ચઢાવ્યું. કાળજાં કકડી જાય ને કંપારી છૂટી જાય તેવા દશ્યો વાલકાના મરણના દિવસે સર્જાયાં તેનું પુનરાવર્તન બારમાના દિવસે ફરી થયું. સબંધીઓ રોક્કળ કરીને વિખેરાઇ ગયા. યુદ્ધ પછીની શાંતિ જેવું પશાનું ઘર કોઇપણ જાતની પ્રવૃત્તિ વગરનું થઇ ગયું. મોતિયા કૂતરાએ ભસવાનું છોડી દીધું ને બે પગ લાંબા કરી પગની વચ્ચે પોતાનું મોઢું લાંબુ કરીને ઝીણુંઝીણું જોયા કરતો. જમવાનું અપાતું ત્યારે બેફિકરાઇથી છોડીને પાદર તરફ ચાલ્યો જતો ને મોડેથી ધીમા પગલે પાછો આવતો ત્યારે તેની આંખમાં લોહી ચડી જતું. દિવસે આજુબાજુનાં ઘરોમાં ચહલપહલ રહેતી પણ રાતે ભેંકાર છવાઇ જતો. નાનો લાલસીંગને ત્યાંથી ભાગીને પશાના ઘરે આવતો તે પશાની પાસે બેસીને જોયા કરતો. ઘરના આંગણામાં એકલો રમતો, એને ખાસ કંઇ ખબર ના પડતી અને કારણ વગર એકલો હસ્યા કરતો. મથુરી પાસે ખાવાનું માંગીને ખાતો, રમલીના હાથે કેટલીક વખત માર ખાતો તેમજ લાલસીંગ એને આવતા રોકતો. લાગ જોઇને છટકીને પશાના ઘરે આવી જતો. દિવાળીના દિવસોમાં ફળિયાના છોકરા ફટાકડા ફોડતા તે બેઠો બેઠો જોયા કરતો. એક દિવસ રમલી ઘરમાં સૂતી હતી. નાનાને ફટાકડો યાદ આવ્યો. આજુબાજુ નજર નાંખી. ઘરના ચૂલામાંથી સળગતું લાકડુ લાવ્યો ને રમલી દોરીવાળા ખાટલામાં સૂતી તે ખાટલા નીચે તૂટેલી દોરી ટીંગાતી હતી તેને સળગાવી, સળગાવી ને તાળી પાડી. અવાજની રાહ જોઇ પણ અવાજ ન થયો, એટલે સળગતા લાકડાને ફુંક મારીને ફરી દોરી સળગાવી. રમલી સપનામાં હતી તે ગરમી લાગતા ઉઠીને બુમો પાડતી લાલસીંગ તરફ દોડી. ખાટલો લબકારા લેવા માંડ્યો. લાલસીંગની નજર ખાટલા નીચે લાકડું સળગતું હતું તેની પર પડી. લાકડું ખેંચીને નાનાને માર્યું. સળગતો ભાગ પગે વાગ્યો, નાનો દાઝયો તે બૂમ પાડતો ભાગ્યો, તે દિવસથી પશાના ઘરે ધામા નાખ્યા. લાલસીંગ પશાનો મોટો ભાઇ, તેની સાથે પશાને લાંબી દુશ્મનાવટ નથી. વાલકાની સગાઇથી વાંકુ પડેલું ને રમલી એમાં મોટું પૂર લાવી એટલે બે કિનારા થઇ ગયા. વાલકાની બિમારી વખતે પશાને ઘેર મંડોળ થયું ને વાલકાના મરણ પછી બારમું થયું તેમાં રમલીની પરવાનગી ન મળતાં લાલસીંગ ગેરહાજર રહ્યો.

લોકો વાતો કરતા કે પેટના જણ્યા વચ્ચે એવું કઇ વાતે વેંર બંધાયું કે પ્રસંગે બેસતા નથી. પશાનો નાનો ભાઇ પારસીંગ એના પુત્ર હવસીંગ સાથે કાયમ બહારગામ મજુરી કરતો તે વાર તહેવારે કે પ્રસંગે ઘરે આવી જતા ને દરેક કાર્યમાં ભાગ લેતા. રમલી અને એના મળતિયાઓએ મથુરીની વાતને ગામમાં રમતી મૂકી તે ફરતી ફરતી પારસીંગ અને હવસીંગ ના કાને આવી અથડાઇ. પારસીંગે પશાને વાત કરી, પશો ચોંકી ઉઠયો. રાતે બેઠકમાં પારસીંગ અને તેનો પુત્ર હવસીંગ આવ્યા. પારસીંગનો અવાજ ઓળખી પાડોશમાં રહેતો વાલસીંગ આવ્યો. વાતોએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. મથુરી કાન દઇ સાંભળતી હતી, પારસીંગ ગુસ્સે થયો તેને હવસીંગે શાંત પાડ્યો.

''વાલકાના લગ્ન પહેલા પાંનીને મંદવાડ હતી, અન વાલકો તે ઇન ગમતો ઘણી, તીન ઇપેર ઇવુ આળ! વાહરે દુનિયા તારી રીતભાત! હીદા માણહ ને હમું આવવા નથી દીતી. લુકાં ખરું ખુટું પારખતા નથી ઇતરે નિયા ખરો કે ખુટો તીની ખબર નથી પડતી. મન તે ઇમાં કંઇક કાળું લાગે સે.''

રમલી રોજ કકળાટ કરતી તે વાલસીંગ રોજ સાંભળતો. પોતાના માણસો સાથે જઇ ગામના મુખીને ફરિયાદ કરી આવી ને એમ પણ કહ્યુંકે કાજળીના પૂજારાને બોલાવી કાજળી ભરાવો, ઘરના બે માણસોનું વારાફરતી મરણ થયું છતાં ગામલોકોની આંખો કેમ ઉઘડતી નથી. ધણી વગરની બાયડીને ગામમાં રાખી આફત લાવવી એવો રમલી જાહેરમાં પ્રચાર કરતી, કૂવા પર પાણી ભરવા આવનારી પનિયારીઓને મોટેથી વાતો કરીને મથુરીનું ઘર બતાવીને કહેતી કે ભૂલ તો આ ઘરમાં જ છે અને આવી સ્ત્રીને ઘરે પ્રસંગ હોય તેમાં જાણતા હોય તો કેવી રીતે જવાય. રમલીના મોઢે આવો પ્રચાર થતો. વાલસીંગ આ બધું જાણતો હતો તેણે ફોડ પાડ્યો. રમલી આગળ કોઇ બોલવાની હિંમત ન કરતું. ફળિયાની કોઇ સ્ત્રી જોડે એને ઝઘડો થતો ત્યારે રમલી એલફેલ બોલતી એટલે કેટલીક સ્ત્રીઓ તો સાંભળ્યું ન સાંભળ્યું કરીને શરમની મારી પોતાના ઘરમાં જતી રહેતી એટલે રમલી બહાદુર સાબિત થઇ ગઇ. કોઇ એની સામે બોલતું તો તે ઝઘડો મહાભારતનું યુદ્ધ ચાલ્યું એના કરતા વધારે દિવસ લંબાતું એટલે કજિયાનું મ્હોં કાળું કહી કેટલાક હારી થાકીને રમલી સામેથી મ્હોં ફેરવી લેતા. મથુરી જુદી જ માટીની હતી. પહેલા મેળાપમાં રમલીએ અંદાજ કાઢી લીધો. રમલીને પાંની સાથે મેળ નહતો એટલે તો પાંનીને હડસેલીને ઘરમાંથી અલગ કરી હતી. મથુરી એને નીડર લાગી, ખેતર જતાં એની સામે બોલવાની હિંમત કરી અને રમલીના દરેક સવાલનો ખચકાટ વગર

જવાબ આપ્યો. એની સામે બોલવાની હિંમત કરી એટલે રમલી ગભરાઇને મથુરીને દબાવવા અવળો માર્ગ પસંદ કરીને પ્રચાર કરતી. મથુરીને રમલીનો નહી પણ રમલીના પ્રચાર નો ડર લાગતો, લોકોની નજરમાં દોષિત હોવાના વિચારે એ અંદર ને અંદર બળ્યા કરતી. વાલકાના મરણ પછી એના ઘરે અવરજવર ઓછી થઇ ગઇ એટલે એની પાસે ખાસ કોઇ આવતું નથી અને આવનારને રમલી આવતી જતી ઝડપી લેતી અને કાનમાં કંઇ ભંભેરણી કરીને પાછું મોકલી દેતી. વાતો સાંભળી એટલે લોકો પણ એની સામેથી મોઢું ફેરવી લેતાં. મથુરી બધું જ જાણતી હતી અને લોકોને ક્યા મોઢે સમજાવવું, કેવી રીતે સમજાવવું તેની ગડમથલ કર્યા કરતી ને લોકો સામે જતાં એને ડર લાગતો. રમલી અને એના મળતિયાઓએ એને ગામમાંથી ભાગી જવાની ચીમકી આપેલી પણ કોઇને કહ્યા વગર મથુરીએ એકલા હાથે સામનો કરવાની પ્રતિજ્ઞા લઇ લીધી.



પશાના ઘરનો કારભાર હાથમાં આવે તેમજ પોતાની શાખ વધે એ આશયે રમલી એકલી વિચાર કર્યા કરતી. સુંદરલાલશેઠને ત્યાંથી પોતાના ઘર માટે સામાન ખરીદવા જતી ત્યાં કોઇકની પાસે મથુરીનાં વખાણ સાંભળતી ત્યારે એનાં રુંવાડાં ખડાં થઇ જતાં. ખેતર જતાં મથુરીનો પરિચય થયો ત્યારથી મથુરીની તાકાત એણે માપી લીધી એટલે મથુરીને દબાવવી કે તાબે કરવી એ પોતાના હાથની વાત નથી એ રમલી બરોબર જાણતી હતી. મથુરી એને નીડર લાગી એટલે એને મથુરીને દબાવવા અવળો માર્ગ અપનાવ્યો. આ માર્ગ અપનાવીને રમલી ખુશ તો હતી જ, પણ વાલકાના અવસાન પછી પશાના ઘરનો કારભાર હસ્તગત કરવા પશાના કુટુંબને પોતાના કુટુંબમાં ભેળવી દેવા એણે નવો દાવ અજમાવ્યો. પોતાના પાંચ માણસોને વાત કરી તેમની સાથે સહમતી સાધી પશાને સમજાવવા મોકલ્યા. રમલીના મોકલેલા પાંચ માણસોએ પશાના ઘરે બેઠક કરી. પશાએ પોતાના પડોશીઓને બોલાવ્યા ને પંચ બેઠું. મથુરીએ બારણાના અંદરના ભાગે સંતાઇને વાત સાંભળી. રમલીની રીતભાતને એ જાણતી હતી પણ વાલકાના અવસાન પછી પશાના ઘરની એકલતા સહન કરવી મુશ્કેલ હતી. બે કુટુંબ એક થઇ જાય તો રમલી એની રીતરસમ ભૂલી જાય અને પોતે રમલી સાથે સબંધ સુધારીને જીવન જીવી જવાના કોડ જાગ્યા. પશાની પડોશમાં રહેતો વાલસીંગ થોથવાયો. રમલીનો

એને અનુભવ હતો. વાલસીંગની પાળેલી બકરીએ લાલસીંગના ઘરની આગળના ભાગે ઘરની ઉપર ચઢેલ વાલોળના વેલા ખેંચ્યા તે માટે રમલીએ પંદર દિવસ સુધી કંકાસ કર્યો. એનાથી કંટાળીને વાલસીંગે રમલીના ઘર તરફ જવાનો રસ્તો છોડી દીધો. રમલીના સ્વભાવને એ જાણતો હતો. મથુરી જો તૈયાર હોય તો અમને કોઇ વાંધો નથી, એમ કહીને એને બૂમ મારીને મથુરીને બોલાવી અને મથુરીને વાત કરી. મથુરીનો જવાબ સાંભળવા આખું પંચ એક ચિત્તે મથુરીના ઘુંમટા તરફ તાકી રહ્યું.

''મન કાં વાંદો સે..... બે રુટા વદાર બણાવવા પડહે ઇ કે, માણહ ઇકલું ખાઇ હકે પુણ ઇકલું રઇ ના હકે. પાંસ માણહ ભીળાં થાય ઇ પરમીસીર બરુબર ગણાય, હક્ક દખમાં એકબીજાન હાત આલતાં જલમારો પુરો કરવેનો.''

જવાબ સાંભળી પશાએ નિરાંતનો દમ ખેંચ્યો, કેમ કે મથુરી માટે એના ચિત્તમાં ગડમથલ થયા કરતી તે જવાબ સાંભળી શાંત થઇ ગઇ. વાતો થતી હતી ત્યાં વાલસીંગના ઘરેથી વાલસીંગને બોલવાતી બૂમ સંભળાઇ, એટલે મથુરીએ વાલસીંગને ચ્હા પીવા રોક્યો. સરકારમાંથી કોઇક કુટુંબ નિયોજનના ઓપરેશનવાળા આવ્યા તે જાણ્યું ત્યારે પશાએ ચ્હા પીતા પીતા કહ્યું, ''ઇ સરકારનાં સોપડાંવાળા કાયદું બણાવીને આપડી પાહે આવે, ઇનાંનતાં તાંણ કે ચ્યાર સુરાં વેં તાં હુંદો ઇનાંન કાયદો કોન નડતો.'' અંદર અંદર વાતો થઇ, ઓપરેશનમાં સરકાર સહાય કરે તેની ચર્ચા થઇ. આવનારા વર્ષોમાં સરકારનો આ કાયદો સાચો સાબિત થાય, વસ્તી વધારો થવાથી પોષણની તેમજ અન્ય જરૂરિયાતની તકલીફ પડે તેની વાત કરીને કેટલાકે આ કાયદાને સારો ગણાવ્યો જ્યારે કેટલાકે વિરોધ કર્યો. વિરોધ કરવાવાળા કહેતા કે આ તો કુદરતી ન્યાય છે, અને કુદરતના ન્યાયને રોકવો એ તો મોટું પાપ છે ! વાતમાં બે પક્ષ પડ્યા, એક પક્ષ સરકાર તરફી રહ્યો તો બીજો પક્ષ સરકાર વિરોધી રહ્યો. દુષ્કાળના વર્ષે સરકાર કેરસીટી કાઢે તેની વાત થતી હતી ત્યાં પશાએ વાતને ઝડપી લીધી.

''કેરસીટી કાં સેરમાં કાઢે...? ઇનાંન હું જરૂર.... દકાળ પડે તી સેરમાં થુડો પડે..... સેરવાળા વટથી બીઠા બીઠા ખાય.''

મથુરી બાજુમાં બેઠી સાંભળતી હતી તે વાતમાં જોડાઇ. ''લુકાં કે સે કે ગાંધીબાપુએ આજાદી અલાડીન ઘણાં વરહાં થયાં પુણ આપડાં લુકાં ઇપેર કોન આવતાં.....કાંથા આવે, મન તે ઇ સરકાર સહાય અન લુન આલે ઇમાં ભૂલ લાગે સે નીતે ઇતરાં વરહાં થાયાં ત્યાં હુદા....''

પશાએ એનો જવાબ આપ્યો, ''લુકાંના હાલ ઇવા રીવેના, કિમકે પેરવે બદલાય, સરકારનો નિયા બદલાય પુણ લુક થુડું બદલાય સે, અન ઇમાં ગરીબ તે ગરીબ રીવેના'' પશો વાક્ય પૂરું કરે ત્યાં મથુરીએ ચલાવ્યું,

''નીમ લીવાવાળા નીમ ની પાળે તાં હુદું મનખ જાતનું ભલું થાવેનું નથી.''

''આજકાલ કુરેઠમાં નીમ લીવાવાળા નીમ પાળતા નથી પસી મનખ જાતનું ભલું થાવેની વાત કરવી ખુટી સે.'' પશો તરત બોલ્યો. મથુરીએ પશાની વાત સાંભળી દુખ સાથે કહ્યું,

''એ ઇપેરવાળે ઇવું ભલું કરવાવાળા માણહો કાં પેદા કર્યા સે...! ઇ પેદા ની થાય તાં હુદાં ઈદારુ સે....!''

પશાના કુટુંબનો અભિપ્રાય લેવાઇ ગયો. લાલસીંગના ઘરે ખબર આપવાની હતી, રમલી સમાચારની રાહ દેખતી હતી. વાલકાના અવસાન પછી પશાના ઘરની મિલકત હાથમાં આવે અને ગામમાં પોતાની આબરુ સચવાઇ જાય એમ ગણીને રમલી પશાના ઘરનો વારસદાર બનવા તૈયાર હતી પણ મથુરીની હાજરીમાં આ કામ શક્ય ન લાગતાં મથુરીનો નિકાલ કરવા એણે પોતાના મળતિયાઓની ખાનગી મિટિંગ કરી. વિભકત કુટુંબને સંયુક્ત કરી લેવા સમજૂતી કરવી, સર્વસંમતિ સધાય પછી મથુરીને સમજાવી એના પિયરમાં મોકલી દેવી, મથુરી પિયર જવા માટે તૈયાર ન થાય અને ન માને તો કાજળી ભરવી (પૂજારો જાહેરમાં લોકો સામે ધૂણતાં ધૂણતાં હકીકતને માટે કોઇ વ્યકિતનું નામ પાડે તેને કાજળી ભરવી કહે છે.જે વ્યકિતનું નામ પાડે તે સર્વમાન્ય રાખવું પડે એવો પરાપૂર્વથી ચાલી આવેલો નિયમ છે.) બીક બતાવવી, આમ કરવાથી એ ડરની મારી કોઇને કહ્યા વગર જતી રહેશે આ એમની મિટિંગનો મૂળ આશય હતો.

પંચમાંથી ઉઠીને બે માણસોએ લાલસીંગને ખબર આપી એટલે લાલસીંગ અને રમલી પશાને ત્યાં બેઠેલા પંચમાં હાજર થયાં. વાલસીંગ સરકારી માણસો ગામમાં આવતા તેમને મદદ કરતો તે પંચમાં આવી બેઠો. રમલી આવી તેને મથુરીએ ગોદડી આપી તે દબાવીને બેઠી. પંચના માણસોએ બધાની હાજરીમાં ફોડ પાડયો ત્યારે રમલી બોલી,

''પશાનો વાંદો નથી પુણ ઇની રાંડીલીનું હું?''

પંચ અચંબામાં પડ્યું. પશાને ઝાટકો લાગ્યો, મથુરી ફફડી ગઇ, બોલતાં અચકાઇ, બોલવાં જતાં એને ડચકિયાં આવ્યાં. તોતડાતી જીભે રમલીને જવાબ આપ્યો,

''હું જંગલમાં નથી પડી, મારે ઘરબાર સે.'' જવાબ સાંભળી રમલી કહે,

''તું સુરાં સાબર વગરની સે, કુને આશરે રીવેની વાત કરે... જુવાંની સે તાં લગણ રસ્તો માપી લે.. નીતે...!''

રમલીએ એને તતડાવી ત્યારે બોલી,

''ઘેરમાં મારા હાહરા જીવેસે, ઘૈડા ડ્હાન રજળતો મીલીન જાવા મારું મન નથી માનતું, અન કા જાઉં? મારુ હીતુ તી લુટાઇગ્યું પસી કુના સહારે જીવુ?''

રમલીની બાજી પલટાતી લાગી એટલે એ ઉભી થઇ ગઇ, જોરજોરથી મથુરી સામે હાથ લાંબા કરતી બોલતી ગઇ. પંચના લોકોએ એને શાંત પાડવા પ્રયત્ન કર્યો. રમલી અને મથુરીને સામસામે બોલવાનું થયું, એકબીજાને મચક ન આપી, આખરે રમલીને પોતે નબળી પડતી લાગી ત્યારે કહ્યું,

''આદમી જાતની પસ બેઠેલી સે, ઇ નિયા કરે તી ખરો....!''

મથુરીએ તરત જવાબ વાળ્યો,

''મારી જુબાની લીવી પડહે,અમથો થુડો કાયદો ઘડાય.''

રમલી વચ્ચે બોલી,

'' પસમાં આદમી જાત બીહે..... બૈરાં થુડાં બીહે !''

રમલીનો જવાબ સાંભળીને મથુરીએ લંબાણપૂર્વક સમજ આપતાં કહ્યું કે પંચમાં બેસવાનો સ્ત્રી અને પુરુષને સમાન અધિકાર છે, એટલે સ્ત્રીઓ બેસે તો પંચ એમને નકારી ન શકે પણ સ્ત્રી જાત પોતે પોતાની જાતને બીજાઓના હાથમાં સોંપી નબળી સાબિત થતી આવી છે. સ્ત્રીએ પોતે જ પોતાનો અધિકાર જવા દીધો છે. પહેલેથીજ એણે પંચમાં બેસવાનું છોડ્યું એટલે પુરુષ જાત પોતાને સ્ત્રીઓ કરતાં ચડિયાતો માનતો આવ્યો છે. આમાં પુરુષોનો વાંક નથી એના માટે સ્ત્રી જવાબદાર છે. સ્ત્રીએ પોતે પોતાના હાથનાં કાંડાં કાપીને પુરુષોના હાથમાં સોંપી દીધાં છે એટલે પુરુષ જાત સ્ત્રીઓની ગેરહાજરીમાં કાયદો ઘડે છે. એમ કહી એ બોલતી હતી ને પંચમાં બેઠેલાઓને પણ સંભળાવતી હતી, આજે પંચની સામે જવાબ આપવા તૈયાર હતી ને કહેતી હતી,
''કાયદો કુદરતના ન્યાય પ્રમાણેનો હોવો જોઇએ. એમાં કોઇ પક્ષપાત કે દબાણ ન ચાલે, ન્યાય સાચો હોય તો સર્વને માન્ય રહે તેમજ ગમે, પણ ન્યાય ખોટો હોય તો તેમાં કામ પણ ખોટું જ થાય. સમાજમાં સર્વત્ર સબળો નબળાને કાપે આ રીતનો ન્યાય મને પસંદ નથી. એટલે હું તો મારો નિયા ઘડાય એમાં બેધડક બોલવા તૈયાર છું. પછી પંચ

મને દંડે કે શિક્ષા કરે તે મને માન્ય છે પણ ખોટો કાયદો મને પસંદ નથી.''



મથુરી અડગ રહી, પંચ સામે જવાબ આપ્યા તે રમલીને સહન ન થતાં સ્પ્રીંગની જેમ ઉછળી, મથુરીને તું તારી કહીને આડું અવળું બોલી, પાંની અને વાલકાનો ભોગ લેવાયો એ મારાથી સહન નથી થતું કહી તારા પગે ઘરમાં પાપ પ્રવેશ્યું કહી મથુરીને હચમચાવી નાખી. એના મળતિયા પંચમાં હતા તેમણે શકુનીમામાનો રોલ ભજવ્યો ને પોતાની યોજના મુજબનો દાવ અજમાવ્યો. રમલીના આક્ષેપોને પડકારવા તેમણે સામે ચાલીને કાજળી ભરવાનો પ્રસ્તાવ મૂક્યો, આમ કરવાથી કોણ સાચું છે તેનો નિકાલ આવી જશે, કહી પંચને પોતાનામાં વિશ્વાસ લેતી કરવાની ચાલ ચાલ્યા. હવસીંગ અકળાઇ ઉઠયો તે કુદકો મારી પશાના ઘરમાં દોડ્યો ને ખીંટીથી ધારિયું ઉતારીને ઘરની બહાર રમલી સામે ઉગામતો દોડ્યો. પણ પશો આડે આવ્યો ને પકડી લીધો, લાલસીંગ દોડીને આવ્યો ને માંડ હવસીંગ પાસેથી ધારિયું ખૂંચવ્યું. આમ કરવા જતાં ધારિયાની ચકચકતી કિનાર સાથે પશાનો પગ ઘસાયો એટલે પરસેવાની જેમ તેમાંથી પોરા ફૂટયા, પશાએ તેના પર માટી દબાવી દીધી. બુમાબુમ થઇ એટલે આખું ફળિયું દોડી આવ્યું. રમલીને કાળ ચડ્યો હોય તેમ ફફડી ઉઠી, બીજી બાજુ મથુરી રોક્કળ કરતી હતી તેને કેટલાંકે પકડીને ઘરમાં પૂરી ત્યારે ઘરની દિવાલ સાથે માથું અફાળીને રડતી તેને માંડ શાંત પાડી. રમલી અને તેના મળતિયા બોલ્યા ચાલ્યા વગર ઉઠીને જતા રહ્યા. ફળિયાના લોકોએ શાંતવના આપી એટલે થોડીવારમાં હતું ન હતું થઇ ગયું પણ હવસીંગથી ન રહેવાયું. રમલીએ ખોટું આળ ચઢાવ્યું. આવું કેમ ચલાવી લેવાય, રમલીને ઠપકો મળે તે બાબતની ફરિયાદ કરવા મુખી પાસે જવું જોઇએ આમ કહ્યું ત્યારે વાલસીંગ તૈયાર થયો પણ મથુરીને મુખી તેમજ પોલીસ સ્ટેશન પર વિશ્વાસ ન આવતાં બોલી,

''ઇ કાયમનાં સુસી ખાવાવાળાં ઇ હું નિયા કરે....ઇનાંનો જનમારો ઇમાં જાવેનો... ટીવ પડીલી વે તી થુડી રે.. મન તે મનખની જાત ઇપેર ભરુહો નથી.''



હવે તો યુદ્ધ એજ કલ્યાણમાં માનતી રમલી પોતાના મળતિયાઓને લઇ નાનજી પૂજારાના ઘરનાં પગથિયાં ઘસતી. પૂજારાના ઘરે લાંબી બેઠક થતી તો કોઇ વાર પૂજારો લાલસીંગના ઘરે આવતો. પૂજારાના સાથી હરહંમેશ પૂજારાનો મૂડ સાચવવાના પ્રયાસો કરતા રહેતા. પૂજારો પણ આવતાં જતાં રસ્તામાં કોઇ પરિચિત મળતું તેની સાથે મોટા અવાજથી વાતો કરતો ને પોતે ખુશ રહેતો, સામે મળનાર વ્યકિત બોલે તે પહેલાં સલામી આપી દેતો એટલે હર કોઇને જવાબ આપવાની ફરજ પડતી. નાનજી કોઇપણ કામ હાથમાં લેતાં પહેલાં આવનારી કે કામ કરતાં ઉભી થનાર પરિસ્થિતિનો વિચાર કરી લેતો. કામ જોખમી લાગતું તો કામ કરવા ઘસીને ના પાડી દેતો. રમલીની વાતને સ્વીકારતાં પહેલાં પોતાની અદાલતમાં ચકાસી તેમાં પાસ થઇ પછી એને સ્વીકારી. નાનજીના મળતિયાઓએ લાલસીંગના ઘરે આવીને બેઠક કરીને તોડ કર્યો. રમલીએ પોતાની સંમતિ દર્શાવી એટલે કાર્યક્રમ ઘડાયો. ખાનગીમાં એવો કાર્યક્રમ નક્કી થયો કે બીજા ગામથી પૂજારો બોલાવી ગામના પાદરમાં કાજળી ભરવી, ત્યાં મથુરીને હાજર કરી તેના પર મંતરેલું પાણી છાંટવું એટલે એ ધૂણે. લોકોને ખાતરી થઇ જાય કે મથુરી પાસે મેલી વિદ્યા છે. મથુરીએ રમલી પર મેલી વિદ્યાનો પ્રયોગ કર્યો હશે એવો વિશ્વાસ લોકોને બેસે તો એ મથુરીને ધુત્કારે, ને આમ થાય તો મથુરી કોઇને કહ્યા વગર ગામ છોડીને જતી રહે. યોજના પ્રમાણેની તૈયારીઓ થવા માંડી. બીજા ગામથી પૂજારો કાજળી ભરવા આવતો ત્યારે ગામનો પૂજારો તેને મદદ કરતો આ વર્ષો જૂની પ્રણાલિકા છે ને દરેક ગામમાં એનો લગભગ અમલ થતો. રમલીએ આ કામ નાનજીને સોપ્યું. નાનજી બીજા ગામથી પૂજારાને નક્કી કરી લાવતો ને તેને મદદ કરતો. ધૂણતા પૂજારાને હાકોટા પાડી શુરાતન ચડાવતો ને ગોળ ગોળ ફરી લોકો પર નજર રાખતો.

કાર્યક્રમ ઘડાયો ત્યારે લાલસીંગ હાજર હતો પણ રમલીએ પહેલેથી ટકોર કરેલી એટલે નાનજીના સાથીઓની સરભરા સિવાય કોઇ કાર્યમાં ભાગ ન લીધો. વાતો સાંભળી કેટલીક વખત ઉભો રહી જતો પણ બધાની વચ્ચે રમલી ફજેતી કરશે એવો ડર લાગતો એટલે વચ્ચે બોલવાનું ટાળતો, પણ નાનજીની ટોળકી ઉઠી એટલે લાલસીંગને રમલી સાથે બોલાચાલી થઇ ગઇ. ધીરે ધીરે બોલચાલ પરાકાષ્ઠ ા સુધી પહોંચી ને દ્વંદ્વયુદ્ધ માં પરિણમી. પ્રેક્ષકોની ગેરહાજરીમાં યુદ્ધ ની પરખ ના થઇ, બંન્ને પક્ષે થાકીને કે ગભરાઇને પોતપોતાને વાળી લીધા હશે એવી સંભાવના રહેતી. આખી રાત શાબ્દિક ટપાટપી ચાલી. રમલી લાલસીંગની સામે ઘુરકિયા કરતી તે નજીકનાં ઘરોમાં સંભળાતું પણ

લાલસીંગનો વળતો પડકાર કેવો હશે તે કળવો મુશ્કેલ હતો. જો કે લોકોની હાજરીમાં લાલસીંગ રમલી સામે બોલતાં સંકોચ રાખતો ને રમલી એલફેલ બોલી જશે એવા ડરથી બોલવાનું ટાળતો પણ આજે કોઇ જોતું કે જાણતું નથી એની ખાતરી થતાં એણે રમલી સામે બાથ ભીડી. રમલીના અહમ્‌ને પડકાર્યો. કાજળી ભરવાથી પોતાના કુટુંબની આબરુ જશે ને લોકોમાં પોતાનીજ બેઇજ્જતી થશે એમ કહી રમલીને સમજાવી જોઇ. વાલકાના અવસાન પછી મથુરીને સમજાવી પિયરમાં મોકલી આપવી કે કોઇ સારું ઠેકાણું શોધી ગોઠવી આપવું એટલે એનું પાછલું આયખું સારું રહે એવું રમલીને સમજાવવા પ્રયત્ન કર્યો પણ લાલસીંગ નિષ્ફળ ગયો એટલે એને યુદ્ધ કરવાની ફરજ પડી. એણે ઉભા થઇ રમલીના ડાબા ગાલ પર અકળાઇને ઝાપટ ઠોકી દીધી, રમલીથી ચીસ પડાઇ ગઇ પણ તરત જ લાલસીંગનો હાથ પકડી લીધો ને શેરડીના ટૂકડાને કરડતી હોય તેમ લાલસીંગના હાથે બચકું ભર્યું. લાલસીંગથી પણ ચીસ પડાઇ ગઇ ને ચીસ સાથે રમલીને પાટુ મારી નીચે પાડી. રમલીના હાથમાં કોઇ વસ્તુ આવી જાય તો છુટા હાથે મારી દે તેની તકેદારી રાખી રમલીને પકડી. થોડીવાર સામસામે ગડદાપાટુનો એકબીજા પર પ્રહાર થયો, બોક્ષીંગ ચાલી ને થોડીવારમાં શમી ગયાં. એમના વાક્યુદ્ધે રાત્રિને જાગતી રાખી.

પશાના ઘરે ઉજાગરા થતા. નાની સરખી વાતને રમલીએ ભયંકર વળાંક આપ્યો, મથુરીને દબાવવા એણેપસંદ કરેલા માર્ગે એ ખુશ હતી. પશાએ લાલસીંગના ઘરની વાત કરી. 'પોતાનો સગો ભાઇ દુશ્મન બન્યો ને પોતાના વિરુદ્ધ જે પગલું ભર્યું તે ખોટું છે. જમીન જાગીર જોઇતી હોય તો મારી પાસે આવીને માંગી લે, આમ કરવાથી એને શો ફાયદો થવાનો છે? ઉલટાનું એમાં તો એને નીચું જોવાનું થશે. મથુરી મારા કે એના ઘરની વહુ છે, એ મારાથી અલગ તો નથીજ. વાલકાના અવસાન પછી સામે ચાલીને એણે મથુરીને સુખદુ:ખમાં મદદ કરવી રહી...' આ વાત પશાએ લાલસીંગ સુધી પહોંચાડી. પણ રમલીએ વાત સાંભળવા ના પાડી તે પશાને તેમજ મથુરીને જાણવા મળ્યું. કાજળીની વાત ગામમાં પડતાં ગામ વિચારના ચકડોળમાં ફસાયું. વાત સાંભળી કેટલાકે પશાના ઘરની મુલાકાત લીધી. કાજળીનો પૂજારો ગામમાં આવે તો ગામની ફજેતી થાય એમ ગણી ગામલોકોએ આ કાર્યક્રમને પડતો મૂકવા સભાઓ ભરીને નાનજી સુધી વાત પહોંચાડી. નાનજીનો કાર્યક્રમ તૈયાર હતો, તેણે દિવસ નક્કી કરીને પશા તેમજ મથુરીને ખબર આપી દીધી. કાજળીના દિવસે મથુરીએ સ્થળ પર જાતે આવીને

પોતાને જાહેર કરી દેવી એવા સમાચાર મળ્યા. વાલકાના મરણનો આઘાત ઉતર્યો નથી ત્યાં બીજો જોડાઇ ગયો.

ઉપરા ઉપરી આઘાતના આંચકા આવતાં મથુરી ધુંધવાઇ. એ રોક્કળ કરી ઉઠતી. વાત સાંભળતાં સુધબુધ ગુમાવી દીધી ને જમીન પર ઢળી પડી. મોઢાપર પાણી છાંટચું એટલે થોડીવારે બેઠી થઇને કલાકો સુધી ઝીણુંઝીણું રડી. એને સ્વસ્થ થતાં વાર લાગી, સમુદ્રના મોજાની જેમ એના મોઢામાં ડુસકા આવ્યા જ કરતાં. કેટલીક વખત વાલકાને યાદ કરીને રોતી ત્યારે અસ્પષ્ટ બોલતી. 'જગતમાં પુરુષ વગર સ્ત્રી અધુરી છે, તેમ સ્ત્રી વગર પુરુષ અધુરો છે. બેમાંથી એકનું મરણ થાય તો બાકી રહી ગયેલાના જીવનમાં દુઃખ, દર્દ કે પીડા સિવાય કંઇજ રહેતું નથી.' વાલકાને યાદ કરીને કહેતી કે 'મને આગળ કરીને પછી તમારે જવાનું હતું, તમે મને દુઃખના ડુંગર તળે મૂકીને ગયા છો, મારાથી નથી રહેવાતું.' આમ કહીકહીને વાલકાને યાદ કરતી, રાતોની રાતો આ પ્રક્રિયા ચાલતી. કોઇક વખત એ થંભી જતી ત્યારે પશો એને સમજાવતો અને બેઠાં બેઠાં વાતો કરતાં મનને મનાવતા. કાજળીની વાતથી એ ગભરાઇ. એના નામનો વિકૃત પ્રચાર થયો ત્યારથી લોકો સામે આવતાં એને ડર લાગતો. એક સમયે તો ગામ છોડીને ભાગી જવાની ઇચ્છા થઇ પણ આમ કરવા જતાં પોતે ગુનેગાર સાબિત થશે એવા ડરથી એ વિચાર માંડી વાળ્યો ને મનને મક્કમ કરી પોતે પરીક્ષામાંથી પસાર થવા તૈયાર થઇ. પશો, વાલસીંગ અને હવસીંગ આ વાતે ગુસપુસ કર્યા કરતા. મથુરી તેમની પાસે આવીને બેઠી. લાલસીંગ, વાલસીંગ અને પશાના વંશને ફક્ત હવસીંગ જીવતો રાખી શકે તેમ છે એ સર્વને ખબર છે. હવસીંગ યુવાનીમાં પ્રવેશ્યો તે પશા તેમજ વાલસીંગની વાતોમાં રસ લેતો. મથુરીને નજીક બેઠેલી જોઇ એટલે એણે રમલીને યાદ કરીને એકલો વિચારતો. જો રમલી સાચી હોય તો ! આવા વિચારે એને ગભરામણ થઇ જતી. રમલી ખોટી સાબિત થાય તો આખા ગામ સામે એની ફજેતી થાય, ને આવી હલકી સ્ત્રીને શિક્ષા કરવાનું વિચારતો ત્યારે એને શુરાતન ચડી જતું. પણ મથુરીને એ કળી ન શકતો એટલે કેટલીક વખત ચુપ રહેતો. કદાચ કાજળીમાં મથુરી ગુનેગાર સાબિત થાય તો ! હવસીંગ વિચાર કરતો હતો ત્યાં મથુરી બોલી,

''મન કાજળીની સમક નથી, લુકની સમક સે, વાંક ગુના વગર મારે લુક હામે જાવું?'' મથુરીની વાત સાંભળી પશાએ તરત કહ્યું, ''નીં જાયત લુકની નજરમાં ગનેગાર ગણાય.''

પશાને જવાબ આપતા મથુરી બોલી,

"મેં હું ગનો કર્યો, લુક સે અન માંદા પડે તીમાં મારો હું વાંક.... કાલ ઉઠીન તમાર બુન બિટીન.."

તરત વાલસીંગે વાતમાં હુંકારો ધર્યો અને એમ કહ્યું,

"ઇ તે સાલતું આવીલું સે અન સાલવેનું સે, તમારાથી કે મારાથી બંધ ના થાય."

વાલસીંગની વાત સાંભળી પશાએ વાતને આગળ ધપાવી,

"જાં હુદી ઉટલે, ખાટલે, પાટલે,અન સુટલે નંદયા સાલહે તાં હુદી જગમાં વેરઝેર રીહે."

મથુરીએ વાત ઝીલતાં કહ્યું, "દનિયામાં મનખાંનો મેળ નથી ઇતરે તે લડાઇ ઝઘડા થાય સે, મનખનું મન રાહી સે..."

વાતો ચાલતી રહી,આવનારી પરિસ્થિતિ અંગે પણ ગંભીર વિચારણા થઇ. કાજળીના કાર્યક્રમના સમાચાર વીજળી વેગે ગામમાં ફરી વળ્યા. લોકોએ દિવસોને આંગળાનાં વેઢામાં ભર્યા તે પૂરા થવા આવ્યા. ગામ તેમજ ફળિયાની બેઠકમાં કાજળીની વાત ચર્ચાના કેન્દ્રમાં રહેતી. કોણ કોના માટે ભરાવે છે તે સર્વને ખબર થઇ ગઇ હતી. પણ શું પરિણામ આવશે તેની અટકળો કરતા. એનાથી કોને ફાયદો થશે ને કોને નુકસાન થશે તેનું ગણિત માંડતા, કેટલાંક વાતવાતમાં શરત પર ઉતરી જતા ને એકબીજા સામે હાથ ધરીને તાળી લેતાં ને તાળી દેતાં ઘડીની રાહ જોઇ બેઠાં.



છેલ્લી રાત કતલની, વાળુ કરી સર્વ પશાને ઘેર એકઠાં થયાં. મથુરીએ જમવાનું બનાવ્યું પણ એણે પોતાના ભાગનું મોતિયાને આપી દીધું. મોતિયો અવળું જોઇ ઉભો રહ્યો ને થોડીવાર પછી ચાલતો ચાલતો જતો રહ્યો. મથુરી સરવા કાન કરીને વાતો સાંભળતી, તેનાથી ના રહેવાયું એટલે ઘરમાંથી રડતી રડતી બહાર આવીને બેઠેલાં સામે જોરજોરથી રડવા માંડી, 'મારાથી આ બધું સહન નથી થતું, ધરતીમાતા મને માર્ગ કેમ નથી આપતી? મને જીવાડીને કે દુઃખ આપીને શું ફાયદો થવાનો છે? મારે નથી જીવવું, જીવીને મારે શું કામ છે?' આવુ કંઇક એ બોલતી ગઇ. બધા ચૂપચાપ બેસી રહ્યાં. કેટલાંકને ઝળહળિયાં આવ્યાં તે ગદ્દગદિત કંઠે બોલતા તેની અંધારામાં પણ

ખબર પડી જતી. કાર્યક્રમને પાછો ઠેલવો કે પડતો મૂકાવો એ એમના હાથની વાત નથી. હવે એમના માટે કોઇ તક નથી. એટલે મથુરીના મનને મજબૂત કરવા એમણે ઢગલાબંધ આશ્વાસન આપ્યા ને હિંમતથી કામ લેવા સમજાવી. આપણે ચોર કે ગુનેગાર નથી પછી શા માટે ડર રાખવો, દૂધનું દૂધ થઇ જશે પછી શાની ચિંતા, એમ કહીને મથુરીને રીઝવતાં, નિસાસો નાંખતાં મથુરી બોલી,

''બદલો ગમેતી મળે આબરુનું હું?''

પશો વચ્ચે બોલ્યો, ''સત વે તી સાંદીણે ભળાય.''

વાલસીંગ વાતમાં જોડાયો તે બોલ્યો, ''હાસ્સો નિયા મળે ઇ આપડી આબરુ.''

મથુરીનું મન મજબુત થતું લાગ્યું એટલે વાતો આખી રાત સુધી લંબાઇ, વાતો થતી ગઇ પણ સમયનું કોઇને ભાન ન રહ્યું. આડી અવળી વાતો કરી ખુશ રહેવા પ્રયત્ન કરતા પણ મૂળવાત ફરીને પકડાઇ જતી એટલે બીજી વાતને અવકાશ ન મળ્યો ને મોડે સુધી એકજ વાત ચાલી. સર્વસંમતિથી બધા એકસાથે વિખેરાયા ત્યારે મથુરી બોલી,

''માણહનો દશ્મન માણહ બણે, બીજે કાં જાય.''



સૂરજદાદા ડોકિયું કરે તે પહેલાં લાલસીંગ પાદરમાં જયાં પંચનો ચોરો છે તેની નજીક આવેલા વડના વૃક્ષ નીચે થોડાં લાકડાં સળગાવી આવ્યો, પાછો આવી કપડાની થેલીમાં થોડી તમાકુ અને બજારથી લાવેલી બીડીઓ મૂકીને કમરમાં ખોંસી દીધી. ઢોલવાળાએ સમયે આવી ઢોલ વગાડ્યું. વડનો ઘેરાવો મોટો હતો. છોકરાં આવ્યાં તેમણે વડવાઇનો સારો ઉપયોગ કર્યો. માનવો એકઠાં થયાં, ચોરો ભરાઇ ગયો. લાલસીંગ ખાટલો લાવ્યો તેના પર મુખી સાથે કાજળીનો પૂજારો અને ગામનો પૂજારો નાનજી બેઠા. કેટલાક ખોંખારા એકબીજાને સાદ દેતા લાકડીના ટેકે આવ્યાં તેમણે ટોળીઓમાં જગ્યા લીધી. ગામની પંચાયત પણ અહીં બેસતી, આ જ સ્થળે કોઇપણ ઘટનાનો ક્યાસ કાઢી કાયદાનું રૂપ આપવામાં આવતું, તેમાં વડીલોનો બોલ મહત્વનો ગણાતો. અહીં કેટલીક વખત મારામારી કે ખૂન પણ થઇ જતાં. સરકારી અધિકારીઓ અહીં બેસી કામની પતાવટ કરતા. મેળો ભરાયો હોય તેમ માનવો આવ્યાં, કેટલાંક અવળચંડાં વડનાં ડાળખાંમાં ભરાઇને બેઠાં. આખા ગામનાં કૂતરાં એક સાથે ભેગાં થયાં તે

ભાતભાતના દાંત કાઢી એકબીજાને બતાવતાં ને કેટલાકે તો પોતાના દાંતનો ઉપયોગ એકબીજાને બચકાં ભરવામાં કર્યો, પણ ભેગાં થયેલાં છોકરાંએ પથ્થરમારો કર્યો એટલે પોલીસ પાછળ પડતાં તોફાનીઓ સ્થળ છોડીને ભાગી જાય તેમ ભાગ્યાં. લાકડીના ટેકે કેટલાક ખોંખારાઓ આવ્યા તેમણે મુખીની આજુબાજુ જગ્યા લીધી. કાજળીના પૂજારાની વાત સાંભળી પરગામના લોકો પણ આવ્યાં. ચલમ સતત સળગેલી રહેતી. વડ પાક્યો હોય ને ટેટાં એક સાથે નીચે પડી ગયા હોય તેમ શાંત ચિત્તે બેઠા ને હુકમો છૂટવાની રાહ જોતા હોય તેમ મુખીના ખાટલા તરફ તાકીને જોયા કરતાં. રમલી આવી તે સ્ત્રીઓની ટોળીમાં ભળી ગઇ. લાલસીંગ કોલસાને જીવતા રાખવા ફુંક માર્યા કરતો.

થોડીવાર ગપગોળા ચાલ્યા ત્યાં મુખીએ હુકમ કર્યો ને બે જણ પશાને ત્યાં પહોંચ્યા. અગાઉથી ખબર તો હતી જ. મથુરીએ આવવાની આનાકાની કરી. પશાની આંખમાંથી પાણી ટપક્યું. મથુરીએ ઘરમાંથી બહાર આવવાની આનાકાની કરી એટલે બોલાવવા આવનારા ઘરમાં દાખલ થયા ને મથુરીને પકડી પણ મથુરીએ દાદ ન આપી. બીજા પાંચ જણ આવ્યા તેમણે ટીંગાટોળી કરીને મથુરીને ઘરમાંથી બહાર કાઢી. પશાકાકાનો જીવ અધ્ધર થઇ ગયો, પોક મૂકીને રડી પડ્યા. એક જણ પશાકાકાને પકડી પંચ પાસે મૂકી ગયો. મથુરીએ બારણાનો દરવાજો પકડી લીધો તે ખેંચાખેંચીમાં તૂટી ગયો. કપડાં લઘરવઘર થઇ ગયાં. ખેંચતા, ઢસળતા મથુરીને પંચસામે લઇ આવ્યા. આખું ગામ જોઇ રહ્યું. બે જણ પશાને પકડીને બેઠા. દુર્યોધનની સભામાં દ્રૌપદી ફફડતી હતી તેમ મથુરી ફફડી.

કાજળીવાળા પૂજારાએ તૈયારી કરી લીધી. નાનજી પૂજારાએ ગામ લોકો પર લોબનની ધુપ ફેરવી દીધી. જગ્યા નક્કી કરીને કાજળીનો પૂજારો બેઠો તેની જોડાજોડ ગાવાવાળા બેઠા. નાનજી ઉછળી ઉછળી ગાતોને બીજાને તાન ચઢાવતો. બીજી બાજુ મથુરી પોક મૂકીને રડતી હતી.

બપોરની વેળા થવાને વાર હતી. ગામ નજીકના જંગલમાં શિકારીઓ ડાંગ લઇને બેઠા પણ શિકાર હાથ ન આવ્યો. એક બીજા ગામના શિકારીઓ ભેગા થઇ ગયા તેમણે ભેગા મળી હાકો કર્યો, તરસ લાગતા નજીકના ગામમાં પાણી પીવા વળ્યા. પાણી પીને પાછા ફરતાં લોકોને એકઠાં થયેલા જોઇ તેમની તરફ વળ્યા. શિકારીઓ નજીકના ગામોના અને સામાજિક સબંધે જોડાયેલા અને એકબીજાને ઓળખતા હતા. આ શિકારીઓમાં એક ટોળીનો લીડર હુમજી અને બીજી ટોળીનો લીડર કલસીંગ જે એકબીજાને ઓળખતા

અને સામાજિક રીતે સબંધીઓ હતા. હુમજી ફરતાં ગામોમાં ડાંડ ના નામે જાણીતો હતો. કેરસીટીમાં તળાવમાં મજુરી કરવા આવતા મજુરોને લાકડી લઇ ઉભો ઉભો માટી નંખાવતો. ફરતા ગામોના લોકો હુમજીને ઓળખતા. બપોરે તડકો થયો હોય એ વેળા નજીકના વાંસમાંથી બાંધેલા મંડપમાં બેસતાં ને કપડામાં બાંધીને લાવેલા રોટલાની પોટલીઓ છોડીને ખાતા, હુમજી હાથમાં રોટલો લઇ આખા મંડપમાં ફરતો ને ખાતો. સ્ત્રીવર્ગ ઘુમટો તાણી રોટલાને સંતાડીને ખાતો, એમનો મંડપ કેવો? જેવા મજુર એવો મંડપ ! સરકાર માણસોને જોઇને સગવડ કરે ! પાણી પીવા માટીનો ઘડો કે માણ રાખે તેના પર આડો હાથ રાખી પાણી પી લેતા. હુમજી ડાંડ બપોરે મંડપમાં બેસતો ને ગપાટા મારતો, પોતે લાવ્યો હોય તે શાક બીજાને આપતો અને એકબીજાનું શાક લઇને ખાતો. ગામ પરગામના લોકો સાથે બેસીને ખાતા ને રોટલા શાકની આપ લે કરતા.

પાણી પીને પાછા વળેલા શિકારીઓમાં સૌથી આગળ હુમજી હતો તેણે ટોળા નજીક આવીને જોયું તો એક સ્ત્રી કલ્પાંત કરતી હતી ને તેને ઘેરી કેટલાક ચોંકી કરતા હતા. હુમજી નજીક આવ્યો તેણે પશાને ઓળખ્યો, તેને વિલાપ કરતાં દેખ્યો એટલે એક ક્ષણમાં પરિસ્થિતિ પામી ગયો, ને ઉભો રહી હાથમાં જાડી લાકડી હતી તે ધૂણતા પૂજારાની પીઠને તાકી છુટા હાથે મારી. પૂજારાની પીઠ પર વાગી લાકડી ઉછળીને મુખી બેઠા તે ખાટલા સાથે અથડાઇ. પૂજારો નીચે ગબડી પડ્યો, એનાથી બુમ પડાઇ ગઇ. ઉઠીને ભાગવા દોડ્યો. મુખી ઉભો થઇ બરાડી ઉઠ્યો. હુમજીએ સાથીદારોને હાક મારી એટલે તેમણે આખા પંચને ઘેરી લીધાં. પશો કરગરી પડ્યો. ''હુમજી..... મારા બાપ.....મારી વઉ..... મારી વઉન ઉગાર લે.....મારા બાપ ઇ ગાંડી થાઇ જાહે.....મારું ઘેર કુણ હાસવહેં....., મારા બાપ..... ઇ મારા ઘેરનો મુળ સે....., મારા બાપ..... ઇન પડ્તો હાસવી લે....., મારા બાપ.....!''

કલસીંગ પશાનો કકળાટ સાંભળી હબકી ગયો. હુમજી અને કલસીંગ નજીકના ગામોના રહેવાસી અને પશા સાથે એમનો સામાજિક સબંધ હતો. હુમજીની જેમ કલસીંગ પણ એના ગામના મિત્રો સાથે શિકાર રમવા આવ્યો તે હુમજીની ટોળીમાં ભળી ગયા ને સાથે પાણી પીવા વળ્યા. હાથમાં જાડુ ખલરું (બળદ ગાડામાં ઉભું ખોસવાનું લાકડું) હતું તે લઇ દોડ્યો ને પશાને પકડી ઉભા હતા તેમને વારાફરતી પાડી દીધા. હુમજીએ દોડી જઇ પોતાની લાકડીના છેડે પગનો ઠેલો માર્યો એટલે લાકડી ઉભી થઇ ગઇ, લાકડી લઇ મુખી પાસે ઉભો રહ્યો. તમાશો જોવા આવેલા લોકો સાધન વગરના તે

શિકારીઓ સામે નબળા પડ્યા એટલે ટોળી વળી ઉભા રહ્યા. લાકડીના ટેકે આવેલા વૃદ્ધોને જોઇ કલસીંગે કહ્યું, ''મારાં હાહરાં ડુહલાં..... મરતાં મરતાં બીજાંન મારતાં જાય... કાલ ઉઠીન તમાર બુન બીટીન.....'' મથુરીને ઘેરી ઉભેલા ક્યારે ટોળીમાં બેસી ગયા તે કોઇને ખબર ના પડી. મુખીએ ડખલ કરી, બીજા ગામની પંચમાં ભંગ પાડવાનો તમને કોઇ અધિકાર નથી, કાજળીના પૂજારાને તમે માર્યો, ગામ બદલો લેસે.. વાક્ય પૂરું કરે તે પહેલા કલસીંગ બરાડ્યો અને કુદકો મારી મુખીની ચોટલી હાથમાં પકડી લીધી, દાંત કચકચાવી બોલ્યો, ''તારી જાતના મુખલા.... સમસાં હાતી રીન ફાટી ગ્યો સે.....! તારા ગામના બળદીયામાં જોર હોય તો માર હાક...'' ગરમાગરમી થઇ ગઇ, હુમજીની નજર નજીકમાં ઉભેલા નાનજી પૂજારા તરફ ગઇ. આંખ મળતા નાનજી ફફડી ઉઠયો, હુમજી સામે બે હાથ જોડી ઉભો રહ્યો. હુમજીએ એને ટપાર્યો,

''મારા હાહરા ઠગ..... મફતનું ખાઇખાઇને ઘેર અન બારતાં હમાયની ઇવો થાઇગ્યોસે. કુઇક દન વગર કીદે ફટકી જાહી.''

મામલો શાંત થવાને બદલે વધારે ગંભીર બન્યો. ટોળામાં ગણગણાટ શરૂ થઇ ગયો. સામસામી બોલાચાલી શરૂ થઇ ગઇ. ત્યાં સુંદરલાલશેઠ ગાડીમાં સામાન ભરીને આવ્યા, તેમની સાથે સુમલાનો દીકરો બાબુ આવ્યો. હુમજી ડાંડને જોતાં શેઠે ગાડી ઉભી રખાવી, શેઠ અને બાબુ નીચે ઉતર્યા. બાબુ વકીલનું ભણ્યો તે ફરતાં ગામોના લોકો જાણતા, લોકોનું કોર્ટકચેરીનું કામ બાબુ કરી આપતો. શેઠ અને બાબુને નજીક આવતાં હુમજીએ કહ્યું, ''ગામના મુટા શેઠ કિવાસો ને ગામનો નિયા કરતાં નથી આવડતું.'' શેઠને ખબર ન પડી એટલે શાંત થવા કહ્યું. બાબુની સામે જોઇ કહે, ''પરગામનાં લુકાંના કેસ લડીન હું નામ કાડ્યું...., ગામનાં લુકાંન તે હાસવતાં નથી આવડ્તું.....'' બાબુ ઉતરીને પંચ સામે જતો હતો તે દેખી સુમલો દોડ્યો, બાબુનો હાથ પકડી લીધો, બાબુને બોલતો અટકાવવા સુમલાએ બાબુના મોઢે હાથ દઇ દીધો ને એક હાથે ખેંચતો ગાડી પાસે લઇ ગયો. જતાં જતાં બાબુ એટલું તો બોલ્યો,

''દેખ મુખી.... ગામના લોકોને રંજાડવામાં તેં ને તારા મળતિયાઓએ હદ કરી નાખી સે,પણ એક દિવસ એવો ફીટ કરી દઇશ કે સાત પેઢી સુધી બહાર ન આવે.''

શેઠે ગામલોકોને ઇશારો કર્યો એટલે વિખેરાયાં તેમની સાથે મુખી અને તેના મળતિયા પણ ચાલ્યા. રામ રામી કરીને હુમજી ડાંડ ચાલવા તૈયારી કરે ત્યાં ફફડતી મથુરી પર નજર પડી એટલે બુમ પાડી મુખીને ઉભો રાખ્યો ને કહ્યું,

''વાળ પુણ વાંકો થાયો સે ને તો અરદી રાતે....''

મુખી ફફડી ગયો, નીચું માથું કરી પોતાના રસ્તે ચાલ્યો. રમલી અને લાલસીંગ સ્થળમાંથી સરકી ગયાં તેની કોઇને ખબર ના પડી. પંચનો ઢોલ વગાડવાવાળો બેઠો બેઠો તમાશો જોતો, લાલસીંગનો નાનો પુત્ર નજીકમાં રમતો હતો તેને ઢોલ વગાડવાનું મન થયું. એકાદ બે વખત એણે થાપ મારી પણ ઢોલવાળો અકળાયો તેણે નાનાને ઢોલની પાસે આવતાં અટકાવ્યો. હુમજીને જોઇ નાનો ખુશ હતો. હુમજી લાકડીના ટેકે ઉભો હતો. નાનાએ મોટો પત્થર લઇ પડેલા ઢોલને જોરથી માર્યો. ઢોલ ફૂટ્યો ને પત્થર ઢોલમાં ફસાયો. અવાજ થતાં હુમજી ઉછળ્યો. ટોળું હસ્યું તે જોઇ નાનો ખી... ખી... ખી... કરીને હસ્યો.

ગામ હાજર હતું. વાલસીંગ અને હવસીંગ વિરોધ કરવા આવ્યા હતા તેમને મુખીના મળતિયાઓએ દોડાવ્યા. સુંદરલાલશેઠની ગેરહાજરીએ એમને હેરાન કર્યા. મુખી અને ગામલોકોની વિરુદ્ધ પોલીસસ્ટેશન ના જવાય તે જાણતા હતા,એટલે ધીરે ધીરે ચાલતા પોતાના ઘરે પહોંચ્યા ત્યાં ગામનાં માણસોને વિખેરાતાં જોયાં. સુંદરલાલશેઠની ગાડી જોઇ હવસીંગને ઝનૂન ચડ્યું. દોડીને ઘરમાંથી અર્જુનના ગાંડિવ જેવું કામઠું લીધું ને દોડ્યો, તેની પાછળ એક હાથમાં ધારિયું ને બીજા હાથમાં ગોફણ ભમાવતો વાલસીંગ આવ્યો, પણ કોઇ હાથમાં ન આવ્યું. કલસીંગને દેખી આંચકો લાગ્યો પણ એ તો બેઠેલી મથુરીને ઉભી કરવા પ્રયત્ન કરતો હતો એટલે પરિસ્થિતિનો એમને ખ્યાલ આવી ગયો.પશો હુમજી પાસે ઉભો ઉભો રડતો હતો. હવસીંગે આવી મથુરીને ઉભી કરી, ઉભી થયેલી મથુરી હવસીંગને બાઝી ગઇ, હાથ પકડીને દોરી. પાછળ પશો ને વાલસીંગ આવતા હતા. શિકારીઓ પોતાના સ્થાન તરફ ફંટાયા. ગામમાં નિરવ શાંતિ હતી, ફકત છેવાડા ખોરડામાં કેટલાક ઉહકારા હતા તેમણે માનવશરીરમાં પરમાણુબોમ્બના જેવું સ્થાન લીધું.



# શબ્દાર્થ

(અ)

અમથી - નકામી
અવલ - સારું, વધારે
ઇમ - એમ
ઈજવાળું -પ્રકાશ
ઈંદારું - અંધારું
ઇસટી - બસ

(આ)

આઇ - માં,જનની,માતા
આગવો - ભેળસેળ વગરનું
આલગ્યે - આપીએ
આલવેના - આપવાના

(ઉ)

ઉગાર લે - બચાવીલે
ઉણ - ચાલુ સાલે,આ સાલ
ઉનવીણ - ગાજવીજ સાથે વંટોળ ચઢીને વરસાદને આવાની તૈયારી
ઉપતાળ - તાબડતોળ, તરત
ઉમાડ્યું - સળગતું લાકડું
ઉસો - ઉંચો,ઓછો
ઉસો - ઓછો
ઉહરી - ઓસરી

(ઇ)

ઇખલું - એકલું

(એ)

એકપાહે - એકબાજુ

(ઓ)

ઓરાની - વહોરાની

(ક)

કદાંન - કદાચ
કરીલું - મેલાનો વળગાડ,મેલી વિધી, કંઇક કરેલું
ક્હેર - ભૂખ
કાતળા - થોકડીબંધ
કારુણીયાં - કર્મચારી
કિદાડનો - કેટલા દિવસનો
કીકમ કરીન - કેમ કરીને
કીદો - ક્હી દો
કીહીત - ક્હીશ તો
કુઇકદન - કોઇક દિવસ
કુકડ્યો કુમાર - ઘૂ ઘૂ કુમાર, એક પક્ષી
કુકડાં - મરઘાં
કુપાયાં - વાંકાં થયાં,રુઠી ગયાં
કુરેઠ - કચેરી,ન્યાયાલય,કોર્ટ
કેજેન - કહેજે ને
કેરસીટી - દુષ્કાળ(scarcity)
કેરસીટી કાઢવી - અછતગ્રસ્ત જાહેર કરી રાહત કામો શરૂ કરાવવા

(ખ)

ખરસો - ખર્ચ
ખીતર - ખેતર

(ગ)

ગુવાયું - વગોવાયું
ગુવાઇગ્યું - વગોવાઇ ગયું
ગૂં - ઘઉં

(ઘ)

ઘણુંભુંડું - ઘણું ખરાબ
ઘમટો ઘાલીન - ઘુંઘટ તાણીને
ઘહીગ્યાં - ઘસાઇ ગયાં
ઘીમણાં - છોતરાં

(જ)

જણીકાડે - જન્મ આપે
જુબાંની - જવાબ
જુવેની - જોવાની

(ઝ)

ઝગમગે – ચારેકોર પ્રકાશે

ઝીમતીમ – ગમેતેમ

ઝુમખી – તારાગુચ્છ (અહિં સપ્તર્ષિ)

ઝોડ –મેલું, મેલાં દેરાંનું જુથ

(ટ)

ટીકડાં – મતપત્ર

ટીમસર – સમયસર

(ડ)

ડગરાં – પાલતુ પશુઓ (ગાય, ભેંસ, બકરાં)

ડસ્કાર્યો – બોલ્યો

ડીળી – પગથિયું (આંગણું એ અર્થમાં પણ વપરાય)

ડુલાડ દે – ડોલાવી દે

ડુહલાં – ઘરડાં,ઉંમરવાળાં

(ઢ)

ઢાળગ્યું – ઘરની એક દિવાલસાથે ઢાળ ઉતારીને બનાવેલું છાપરું,ઝુંપડી

(ત)

તાંણ – ત્રણ

(દ)

દકાળ – દુસ્કાળ

દન – દિવસ

દનગ્યાં – દુનિયા

દાંતી દેતી – દાંત કચકચાવીને

દુબળાં – માંયકાંગલાં

(ધ)

ધાંહ – ખાંસી

(ન)

નભે સે – ચાલે છે

નહાડહે – દોડાવશે

નંદ્યા – નિંદા

નાલ – પુરુષને સંબોધવા વપરાતું પદ

નાહીગ્યાં – જતાં રહ્યાં

નિમ – વચન,પ્રતિજ્ઞા

નિયા – ન્યાય

(પ)

પલીકો - ઝળકો, પ્રકાશ કે કામની શરૂઆત થાય
પસ - પછી
પરસન - પસંદ
પાટગ્યીં - પાર્ટી,અમુક સમુહનું જુથ
પીસ્ટોલ - બ્રિસ્ટોલ સીગારેટ
પેલી ધારનો - સૌ પ્રથમનો ટપકી ભેગો થયેનો દારૂ
પેલાં - પહેલાં
પોર - ગઈસાલ,ગયા વર્ષે

(બ)

બક્તાંતાં - ક્હેતાં હતાં
બકોર - અવાજ
બણે- બને
બદ્દે - બધે
બારતી - ઘરબહાર
બીહાડું - બેસાડું
બુકડી - બકરી

(ભ)

ભડખાટ નાખી - પથ્થરમારો કર્યો
ભળાય - દેખાય
ભાઠા - પથ્થર
ભાળવા - દેખવા
ભીળી - ભેગી
ભુગ - ભોગ,નિષેધ

(મ)

મચ્છેર - મસ્તી
મનવાતું કોન - દેવને ધરેલું તે ફફડે કે ખંખેરાય ત્યારે દેવે સ્વીકાર્યું ગણાય કે મનવાયું કહે
મારબાન તાંથા - મારા બાપને ત્યાંથી
મારાં હાહરાં - સમુહમાં દેવાતી એક ગાળ
મિલીલું સે - મુકેલું છે
મીનકાડી - બિલાડી
મુનકી - માથું
મુભ - આધાર,મોભ

મેઘ – વરસાદ
મોગી – મોંઘી
મંદવાડ – રોગ,બીમારી

(ર)

રબ્યાં – તોફાની
રાટી – વાંકી
રાહી – ખરાબ
રુસકાં – વાળ
રાંડીલી – વિધવા

(વ)

વગડીગ્યું – બગડી ગયું
વગાડે – બગાડ
વતાડ્તી – બતાવતી
વળગહે – લડ્સે
વળા – સમય
વળાસતાં – સમયસર
વાટ – રસ્તો
વાટીન – વહેંચીને
વાર પડવી – બુમાબુમ થવી
વિવાર – વહેવાર
વીસીદો – બજારમાં વેચી દેવું
વાંકા – આડાં
વાંગુ ઇવું વે – સમયે સગવડ ના મળે, નસિબમાં ન હોય,ખરાબ સમય
વાણગ્યો – વાણિયો

(સ)

સકાડ્હું – ચખાડીશું
સડાવો – શરૂઆત
સમસા – ચમચા,ખરું ખોટું ભંભેરણી કરનારા
સલંગ – તુટ્યા વગરનું,સળંગ,સાંધા વગરનું
સળાતું સળાતું – બધે વહેંચાતું
સ્યાર – ચાર
સ્હગામ સ્હગું – સગામાં સગું
સાપીદીહે – ભોંકી દેશે
સાબુત – ચોખ્ખું

સાલહે – ચાલશે
સાળે સાળે – ખુશીનો માર્યો વાંકો વળી વળી, તાલ પ્રમાણે
સુકું – ચોખ્ખું, મેલું નહિ તે, ખરેખરનો રોગ
સુટનાંખ – તોડી નાંખ
સુમાહુ – ચોમાસું
સુરું – છોકરું
સુસી ખાવાવાળાં – સ્વાર્થી, લોભી, જયાં મળતું હોય ત્યાં કાઢી ખાનારાં
સોન બળતાં – ભલેને રીસે બળતાં, ભલેને દુઃખી થતાં
સાંની –છુપ્પી,ખબર ન પડે તેવી
સાંદીણે –અજવાળે

(હ)

હક્ક – સુખ
હતાઇ રહ્યાં – સંતાઇ રહ્યાં
હમદા – સામાન
હંદાવેનું – સંધાવાનું
હમાળો – સંભાળો
હમુન – અમને
હરકો – સરખો
હરકાં – સરખાં
હાઉની – હવેની
હાઉનું – હવેનું
હાદો – પકડ્યો
હામળવું – સાંભળવું
હાવાજાય – પકડવા જાય
હાસવહે – સાચવશે
હાસ્સો – સાચ્ચો
હાહ – શ્વાસ
હીદા – સીધ્ધા,નડતર વગરના
હીનાંની – તેમની
હીંદુર – નાડાછડી
હુલકું પડવું – તોફાન થવું

